૪૯૫૫

શ્રીમંત સરકાર મહારાજા સયાજીરાવ ગાયકવાડ
સેના ખાસખેલ સમશેર બહાદૂરની આજ્ઞાથી
તૈયાર થનારી

ગુર્જર ગ્રંથમાળા.

ગ્રંથ ૧ લો.

# રાજધર્મ.

મેકિઆવેલીના 'પ્રિન્સ' નામના પુસ્તક ઉપરથી

તૈયાર કરનાર

છગનલાલ ઠાકોરદાસ મોદી, બી. એ.,
આસિસ્ટન્ટ ડિરેકટર ઑફ વર્નાક્યુલર ઈન્સ્ટ્રકશન,
વડોદરા.

મુંબઈ.
'ગુજરાતી' પ્રિંટિંગ પ્રેસ.

સંવત ૧૯૪૮; સને ૧૮૯૨.

# પ્રસ્તાવના.



શ્રીમંત સરકાર મહારાજા સાહેબ **શયાજીરાવ ગાયકવાડ** પોતે સારા વિદ્વાન અને સુજ્ઞ હોવાથી, વિદ્યાનો સારો શોખ ધરાવે છે અને વિદ્યાને ઉત્તેજન આપવા અનેક ઉપાય કામે લગાડે છે. વડોદરા રાજ્યમાં કેળવણીનો ફેલાવો થોડા સમયમાં એટલો બધો થઇ ગયો છે કે બહારના માણસો તેથી વિસ્મય પામે છે. જનસમૂહની સ્થિતિ સુધારવાની આવી ઉમદા લાગણી હોવાના કારણથીજ તેમને માટે જરૂરનાં શાળાઓ શિવાય બીજાં સાધનો પૂરાં પાડવાની તે નામદાર જીજ્ઞાસા રાખે છે, તેમ પ્રજાને માટે, દેશી ભાષામાં સારા સારા ગ્રંથોનો ભંડોળ વધે એવી તે મહારાજાની શુભ ઇચ્છા છે. અંગ્રેજી અને સંસ્કૃતમાં વિદ્વાનોને હાથે રચાયેલાં ઉત્તમ પુસ્તકોનાં ગુજરાતી તથા મરાઠીમાં ભાષાન્તર થાય અને તેનો લાભ જનસમૂહ લઇ શકે એ જોવાને શ્રીમંત મહારાજા સાહેબ બહુ ઉત્સુક છે. કેળવણીખાતાની રૂએ આવાં ભાષાન્તર કરવાનું કામ ચાલે છે; તે ઉપરાંત શ્રીમંત મહારાજા સાહેબ પોતાના તરફથી જાદાં જૂદાં પુસ્તકોનાં ભાષાન્તર કરવાનું કામ જૂદા જૂદા ગૃહસ્થોને સોંપે છે; તે પ્રમાણે **મેકિઆવેલિના 'પ્રિન્સ'** નામના જગપ્રસિદ્ધ ગ્રંથનું ભાષાન્તર કરવાની મને આજ્ઞા થવાથી આ પુસ્તક તૈયાર કરવામાં આવેલું છે.

મૂળ ગ્રંથ ઇટાલિયન ભાષામાં રચાયલો હતો, તેનું અંગ્રેજીમાં ભાષાન્તર થયું છે, ને તે ઉપરથી આ ગુજરાતી ભાષામાં કરવામાં આવેલું છે. મરાઠી ભાષામાં પણ શ્રીમંત મહારાજા સાહેબની આજ્ઞાનુસાર તેનું ભાષાન્તર થયેલું છે. મૂળ ગ્રંથનું નામ **'પ્રિન્સ'** એટલે **'રાજા'** છે, પરંતુ એમાં માત્ર રાજા સંબંધીજ વર્ણન નથી, પણ રાજ્ય કેમ મેળવવું, મેળવ્યા પછી તેનું રક્ષણ કેમ કરવું, જૂદા જૂદા પુરૂષોએ

રાજ્યો મેળવીને શાથી ગુમાવેલાં, ઇત્યાદિ વિષયનું વિવેચન એમાં હોવાથી, પુસ્તકનો ઉદ્દેશ સહજ સમજાય તેવા હેતુથી એનું નામ '**રાજધર્મ**' રાખવામાં આવેલું છે.

**મેકિઆવેલિએ** આપેલા વિચાર સર્વમાન્ય છે એમ કહી શકાય નહીં. તે કેટલે દરજ્જે ખરા છે ને કેટલે દરજ્જે ખોટા છે તે અહીં બતાવવાની જરૂર નથી; એનો વિચાર વાચકવર્ગે કરી લેવો ઉચિત છે. રાજકીય બાબત જાણવા માટે દેશી ભાષાઓમાં પુસ્તકોની ઘણી ખોટ છે, તેથી આ ભાષાન્તર વાચકવર્ગને આવી અગત્યની બાબતો સમજવા માટે ઉપયોગી થશે એમાં શક નથી. વળી આવા યૂરોપી વિદ્વાનના વિચારો સાથે **મ**હાભારતનું **શા**ન્તિપર્વ, **કા**મન્દકીય નીતિસાર, **શુક્ર**નીતિ આદિ સંસ્કૃત ગ્રંથોમાં આપેલા રાજકીય બાબતોના વિચારોનો મુકાબલો કરવામાં આ પુસ્તક ઉપયોગી થઇ પડશે એવી આશા રહે છે.

વડોદરા,<br>આશ્વિન પૂર્ણિમા, ૧૯૪૭.

**છગનલાલ ઠાકોરદાસ મોદી.**



## અનુક્રમણિકા.

# નિકોલો મેકિઆવેલિનું ચરિત્ર.

મેકિઆવેલિ નામનું કુટુંબ ઇટાલી દેશમાં ઘણા કાળથી પ્રસિદ્ધ હતું. એનો મૂળ પુરૂષ ટસ્કનીનો માર્કિવસ હતો એમ કહેવાય છે. પછી કેટલેક વર્ષે આ કુટુંબના માણસો ફ્લોરન્સ શેહેરમાં રહેવા આવ્યા. આ શેહેરમાં તે કુટુંબને ઘણું માન મળતું હતું. પ્રસ્તુત ગ્રંથના કર્ત્તાનું નામ નિકોલો મેકિઆવેલિ હતું. એના પિતાનું નામ બર્નાર્ડો હતું, અને તે કાયદા ઘણા સારા જાણતો હતો. નિકોલોની મા બાર્ટોલોમિયા નેલી પણ ઘણા સારા કુળની હતી. આ કુટુંબ જેટલું નામાંકિત હતું તેટલું શ્રીમંત નહોતું; તેમની નિમણુકો વગેરે ઘણી નાની હોવાથી તેમના ઘણા દિવસ તો ગરીબાઇમાં ગયા હતા. વળી આ ચરિત્રનો નાયક નિકોલો ઘણી પ્રખ્યાતી પામ્યો, તોપણ તેની જીંદગીનો ઘણો ભાગ તેણે દરિદ્રી અવસ્થામાં ગાળ્યો હતો. દ્રવ્યની મદદ ન છતાં, પોતાના બુદ્ધિબળથી તે આટલી ભારે કીર્ત્તિ સંપાદન કરી શક્યો, તે ઉપરથી સ્પષ્ટ જણાય છે કે મોટું પદ મેળવવાને દ્રવ્યની મદદ જોઇએજ એવું નથી.

ઇસવી સન ૧૪૬૯ના મે માસની ૩જી તારીખે ફ્લોરન્સ શેહેરમાં નિકોલોનો જન્મ થયો હતો. તેના બાળપણ સંબંધી હકીકત કંઇ મળી શકતી નથી. તેની મા ઘણી વિદ્વાન હતી અને તેને કવિતાનો ઘણો શોખ હતો. આ ઉપરથી એવું અનુમાન થાય છે કે નાનપણમાં નિકોલોને તેની માતાએ અ-

ભ્યાસ કરાવ્યો હશે. છેક નાની ઉમરથીજ તેના મનમાં સ્વદેશ-સેવામાં પોતાનો દેહ અર્પણ કરવાની અતિ ઉત્કંઠા થઈ હતી; અને રાજકીય વિષયપર ઘણો શ્રમ લઈને નિકોલોએ જાતી અનુભવનો અનુપમ ભંડાર, ગ્રંથના આકારમાં બહાર પાડયો છે, તે આ ઉત્કંઠાનું પરિણામ છે એવું કહેવાને કંઇ હરકત નથી.

નિકોલોના સમયમાં ઇટાલી દેશમાં જ્યાં ત્યાં અવ્યવસ્થા જોવામાં આવતી હતી. આખા દેશના વિભાગ પડી નાનાં નાનાં સ્વતંત્ર રાજ્યો થયાં હતાં; માંહોમાંહે હમેશાં કલહ ઉત્પન્ન થતો હતો, ને તેથી લડાઇના પ્રસંગ વારંવાર આવતા. કેટલીક વાર પરરાજ્યવાળા મદદે આવતા તો તેઓ કંઈ કંઈ બખેડા કરાવ્યા વગર પાછા જતા નહીં. તે વખતની અસ્થિરતાનું બીજું પણ એક કારણ હતું. તે સમયે રાજકીય પ્રકરણમાં ધર્માધિકારીઓની સત્તા ઘણી વધી પડી હતી. પોપ એક સ્વતંત્ર અને બળવાન બાદશાહજ હતો એમ કહીએ તો ચાલે.

આવો પરસ્પર વિરોધ ચાલવાથી એક દરબાર તરફથી બીજા દરબારની સમક્ષ તકરાર ચલાવી લડનાર વકીલ વગેરેને મોકલવાની તે સમયે ઘણી જરૂર પડતી હતી. આવા પ્રકારનું ઘણું મહત્વનું ને જોખમભરેલું વકીલનું કામ જૂદે જૂદે પ્રસંગે ને જૂદે જૂદે ઠેકાણે નિકોલોએ પ્રમાણિકપણાથી કીધું હતું, તેથી રાજકીય પ્રકરણની પૂર્ણ માહિતી મેળવવાનો જોગ એને જેવો મળ્યો હતો તેવો બીજાઓને ક્વચિતજ મળે છે. વળી આવા જોગ મળવાથીજ એ વિષયો ઉપર અનેક ગ્રંથો લખી સઘળાનાપર એણે ઉપકાર કીધો છે.

નિકોલો નાનો હતો તે વેળાએ ફ્લોરન્સનું રાજ્ય મેડિસાય વંશના ઉમરાવના તાબામાં હતું. આ વંશમાં લોરેન્ઝો

નામનો એક મોટો રાજા થયો હતો. તે ઇસવી સન ૧૪૯૨માં મરણ પામ્યો. તેને ત્રણ છોકરા હતા. પહેલાનું નામ પાયરો હતું, તે લોરેન્ઝોની પછી ગાદીપર બેઠો. બીજો છોકરો ગિઓવની ઇસવી સન ૧૫૦૫માં દશમો લીઓના નામથી પોપ બન્યો હતો. ત્રીજા છોકરાનું નામ ગિલિયાનો હતું. પોપ સાતમો ઇનોસન્ટ ઈ. સ. ૧૪૯૨માં મરણ પામ્યો, ત્યારે તેની પાછળ પોપ કોણ થાય તેની તકરાર શરૂ થઈ. આના સંબંધમાં પોપ અને ફ્લોરન્સના રાજા પાયરો વચ્ચે તકરાર પડી, એટલે પોપને મદદ કરવાને ફ્રાન્સનો રાજા ઈટલીમાં આવ્યો. આવી ધાલમેલ ચાલે છે એટલામાં પોતાના રાજાથી નાખુશ થઇ ફ્લોરન્સના લોકોએ બંડ ઉઠાવ્યું. એનું પરિણામ એ આવ્યું કે રાજાને ગાદી ઉપરથી ઉઠાડી મુકી રાજ્યમાંથી કાઢી મુક્યો, અને ઇ. સ. ૧૪૯૪માં પ્રજાસત્તાક રાજ્ય સ્થાપન કર્યું. આ પ્રજાસત્તાક રાજ્ય પછી અઢાર વર્ષ સુધી નિભ્યું. મેકિઆવેલિનો જે ઉત્કર્ષ થયો તે ખરેખરો આ અઢાર વર્ષમાંજ થયો. ઇ. સ. ૧૪૯૪ માં તે એક વકીલના હાથ તળે કામ કરવા લાગ્યો, ને પાયરોના પદભ્રષ્ટ થયા પછી પ્રજાસત્તાક રાજ્ય સ્થાયી થાય ને તે ફેલાવો પામે તેને માટે નિકોલોએ ઘણી ખટપટ કરી, ને તેમાં યશ પણ મેળવ્યો. આ કામમાં એણે એટલી કુશળતા બતાવી કે ઇ. સ. ૧૪૯૮ના જુન માસની તા. ૧૯મીએ બીજા વધારે હકદાર ઉમેદવારો છતાં નિકોલોની આ પ્રજાસત્તાક રાજ્યના સેક્રેટરી તરીકે સર્વાનુમતે નિમણુક થઈ. પછી આ કામ થોડા દિવસ કીધું એટલામાં તો તેને ત્યાંજ મુખ્ય સેક્રેટરી તરીકે નિમવામાં આવ્યો. આ કામ તે વખતે ઘણી

જવાબદારીનું હતું. ઉપરાચાપરી લડાઈના પ્રસંગો આવવા લાગ્યા, તેથી નિકોલોને દર વખતે સૈન્યની તૈયારી રાખવી પડતી હતી. પોતાના રાજયના સંબંધનું રાજકીય કામ, તથા પરરાજયના સંબંધમાં તહનામા વગેરે કરવાનું કામ—બધું એનેજ માથે પડેલું હતું. વળી તે સમયના જે કાગળો હાથ લાગેલા છે તે ઉપરથી એવું જણાય છે કે તે વખતમાં ગમે તેવાં નાનાં સરખાં કામો પણ નિકોલોના હુકમ શિવાય થતાં નહીં.

આ સમયે એક રાજય તરફથી બીજા રાજયમાં વકીલ તરીકે કામ કરવામાં મેકિઆવેલિનો ઘણો વખત ગયો. એકંદર તેણે ત્રેવીસ વખત વકીલનું કામ કીધું હતું. આ ઉપરાંત પંચાયત વગેરેના મોટા મોટા રાજકીય કામો ચાલતા હતા તેમાં ઘણી વેળા નિકોલોને પંચ તરીકે નિમવામાં આવ્યો હતો. વકીલ તરીકે ફક્ત બે ત્રણ પ્રસંગ શિવાય સઘળી વખત તે જશ ખાટયો હતો. તે પહોંચેલી બુદ્ધી હતો, તેથી સામા માણસનું મન કચવ્યા વગર ઘણી સાવધતાથી એણે વકીલનું કામ કીધું હતું; અને મધ્યસ્થ અગર પંચ તરીકે તેના ચુકાદા સઘળાને પસંદ પડતા થયા હતા. ફ્રાન્સના રાજા બારમા લુઇને ત્યાં ઇ. સ. ૧૫૦૦માં તે ફ્લોરન્સ દરબાર તરફથી વકીલ તરીકે ગયો હતો; તેજ પ્રમાણે ઇ. સ. ૧૫૦૩માં તે સીઝર બોર્જિયા પાસે ગયો હતો. નવા પોપની નિમણુક કરવાનો સમય આવે કે તેનું તેમાં કામ પડેજ પડે. પાઇસા શેહેર પોતાના તાબામાં પાછું લેવું એવો ફ્લોરન્સ દરબારનો નિશ્ચય થયો એટલે તે કામમાં નિકોલોની નિમણુક થઇ. તે શેહેર લડાઈ કરી તાબે કરવાનું ઠરેલું હતું; પરંતુ ફ્લોરન્સના લોકોનું સૈન્ય કેવળ બાકુતી હોવાથી તે હેતુ પાર પડી શકયો નહીં. આપણું સૈન્ય કેવા

પ્રકારનું જોઈએ તેનો પૂરો અનુભવ એને આ બાબત ઉપરથી થયો. ભાડુતી સૈન્ય રાખી જય મેળવવાની આશા રાખવી એ કેવળ મૂર્ખાઈ છે, અને દરેક રાજયનું બળ જારી રાખવા માટે પોતાનાજ સૈન્યની ખરેખરી જરૂર છે, એવું એના મનમાં બરોબર ઠસ્યું. આ પ્રમાણે એણે પોતાના દરબાર આગળ સૂચના કરી તે તેમને તરત પસંદ પડી, અને તે પ્રમાણે અમલ કરવાનું કામ પણ તેને સોંપવામાં આવ્યું. ઇટાલિયન લોકોના લશ્કરની રચના ઘણીજ ખરાબ હતી. શિક્ષણ અને શૌર્યને તે સમયમાં માનજ નહોતું; અને તેથી પરાયા રાજયોને તે સુંદર દેશનો નાશ કરવાની હિંમત સહજ આવી. ભાડુતી લશ્કર લાવવાની રીત એકદમ કાઢી નાખવી, એ વાત સઘળાને પસંદ પડે તેવી નહોતી, તેટલા માટે દરબારની પરવાનગીથી તેણે એક યુક્તિ રચી. ફ્લોરન્સ શેહેરમાં જેટલાં ઘર હતાં તે દરેક ઘરમાંથી એકેક આસામીએ લશ્કરમાં દાખલ થવું એવો એણે કાયદો કર્યો. પછી કેટલાક દિવસ વીત્યાબાદ આ કાયદો બદલી તેણે એવો કાયદો કીધો કે રાજ્યમાં હથિયાર વાપરી શકે તેવા જેટલા પુરૂષ હોય તે સઘળાએ લશ્કરમાં પોતાનું નામ નોંધાવવુંજ જોઈએ. આ પ્રમાણે થયા પછી થોડા વખતમાં દશ હજાર માણસની ફોજ હમેશને માટે સારી રીતે તૈયાર રહે એવી તજવીજ થઇ. આ ઉપરાંત પોતીકું લશ્કર રાજયમાં હોય તો કેવા કેવા ફાયદા થાય છે એ બાબતનો તે સઘળા લોકોને હમેશાં બોધ કરતો રહેતો હતો. ચાલતાં ચાલતાં લશ્કરની સઘળી વ્યવસ્થા ઉપર દેખરેખ રાખવાને સારૂ લોકમતથી નવા કામદાર ચુંટી કાઢવાની પદ્ધતિ તેણે દાખલ કીધી; વળી ઘોડેસ્વાર કરતાં પાયદળ વધારે ઉપયોગી છે એવું તે લોકોના મનમાં એણે સારી રીતે ઠસાવી દીધું.

આ અરસામાં વકીલ તરીકેનું તેનું કામ અટક્યું નહોતું. ઇ. સ. ૧૫૦૬માં વકીલ તરીકે તેને રોમ જવાની જરૂર પડી. ઇ. સ. ૧૫૦૭ના ડિસેમ્બર માસમાં **માક્ષમિલિયન** બાદશાહને ત્યાં વકીલ તરીકે તેનું જવું થયું હતું. આજ વખતે એણે જર્મની દેશની રીતભાત તથા રાજયવ્યવસ્થાની તપાસ કરી તે બાબતની સંપૂર્ણ માહિતી મેળવી; આના સંબંધમાં તેણે એક ઘણો સારો ગ્રંથ લખી રાખ્યો છે. પછી **પાઇસા**, **માન્ચુઆ**, **લોમ્બાર્ડી** અને બીજી કેટલીક જગ્યાએ તેણે વકીલનું કામ કીધું. ઇ. સ. ૧૫૧૦ના જૂન માસની ૨૪ મી તારીખે **ફ્રાન્સ**ના સ્થાનિક દરબારી વકીલની જગ્યાપર **મેકિઆવેલિની** નિમણુક થઇ. તે વખતે તેણે ફ્રાન્સ દેશની રાજયવ્યવસ્થા સંબંધી એક પુસ્તક લખ્યું હતું. ફ્રાન્સમાં તે લાંબી મુદ્દત રહી શક્યો નહીં, કારણ બીજા અગત્યના કામને લીધે તેને તાકીદથી **ફ્લોરન્સ** પાછા આવવું પડયું હતું. પછી **મિલાન**, **પાઇસા** વગેરે ઠેકાણે તહનામા સંબંધી કામ તેણે કીધું. એક તરફથી આવા બનાવ બને છે, એટલામાં બીજી તરફથી **પોપ બીજા જુલિયસ**ની સંમત્તિથી **મેડિસાય** કુટુંબવાળાઓએ **પ્રજાસત્તાક રાજ્ય** તોડી પાડી પોતાની સત્તા પાછી બેસાડવાનો ગુપ્ત પ્રપંચ ચલાવ્યો હતો; તેમાં આખરે તેમને યશ મળ્યો હતો, અને સન ૧૫૧૨ ના આગસ્ટ માસની તારીખ ૩૦ મીએ **પ્રજાસત્તાક રાજ્ય** ભાગી પડયું, અને **ફ્લોરન્સ**ની ગાદી **પાયરો**ના છોકરા **લોરેન્ઝો**ને મળી. **લોરેન્ઝો**ની ઉમર આ વખતે ફક્ત એકવીસ વર્ષની હતી, તેથી તેની સાથે તેનો કાકો અને **પાયરો**નો નાનો ભાઇ **ગિલિયાનો** પણ પાછો **ફ્લોરન્સ** આવ્યો. **મેડિસાય** કુટુંબવાળાને રાજગાદી અપાવવા ખટપટ ચાલી હતી, તે

વખતે **મેકિઆવેલિ** પણ ખટપટ કરતો હતો એવું જે કહેવામાં આવે છે તે ખોટું છે; કારણ એ બાબતની **ફ્લોરન્સમાં** ગડમથલ ચાલવા માંડી ત્યાર પહેલાં ઘણાક દિવસથી તે બીજા કામ માટે પરગામ ગયેલો હતો. વળી તેણે લખેલા કાગળ વગેરે જે હાલમાં હાથ લાગેલા છે, તે ઉપરથી એવું જણાય છે કે **ફ્લોરન્સમાં** ચાલતી ખટપટની તેને બિલકુલ ખબર નહોતી, એટલુંજ નહીં પણ એવો લેખ મળી આવે છે કે **ફ્લોરન્સપર** અગર તેના રાજાઉપર કંઇ સંકટ ન આવી પડે તેને માટે તેણે ઘણા પ્રયત્ન કીધાં હતાં. તથાપિ તેનાપર શક આવવાથી જે પરિણામ નિવડવું જોઈએ તે તો નિવડ્યુંજ. નવો રાજા ગાદીપર આવ્યો ત્યારે તેને નોકરીમાંથી કમીતા કરવામાં આવ્યો હતોજ; પરંતુ થોડાક દિવસ પછી રાજ્ય બહાર જવાની એક વર્ષ સુધી તેને બંધી થઇ, તેમ રાજવાડામાં જવાની પણ બંધી થઇ.

ત્યાર પછીના વર્ષમાં તેને માથે બીજુંજ સંકટ આવી પડ્યું. **લોરેન્ઝોને** અને **ગિલિયાનોને** મારી નાંખવાનો કેટલાક જણાએ પ્રપંચ રચેલો, પણ તેની ખબર પડી જવાથી તેના સંબંધમાં ઘણા લોકને શકપરથી પકડવામાં આવ્યા હતા. આમાં **નિકોલો** ઉપર પણ શક આવેલો, તેથી તેને કેદખાનામાં પૂર્યો અને બેડી પહેરાવી ઘણો હેરાન કીધો. આ બધું થયું તેના સંબંધમાં એકંદર હકીકતની તપાસ કરતાં માલમ પડે છે કે ઉપર જણાવેલો પ્રપંચ રચાયો હતો તેમાં **મેકિઆવેલિનો** સમુળગો હાથ નહોતો. આ પ્રપંચ રચવામાં કોણ કોણ હશે તેમનાં નામની યાદી **ફ્લોરન્સના** એક નામાંકિત ગૃહસ્થે અનુમાનથી તથા પોતાની જાણની ખાતર તૈયાર કીધી હતી; આ યાદી અચાનક એક બીજા ગૃહસ્થને જડી, ને તેણે તે સરકારમાં રજુ

કરી દીધા. આ યાદીમાં નિકોલોનું નામ લખેલું હતું, તેથીજ કરીને ઉપર જણાવેલી આફત તેના ઉપર વિના કારણે આવી પડી. તે કેદખાનામાં હતો તે અરસામાં પોપ બીજો જુલિયસ મરણ પામ્યો, અને પછી દશમો લિઓ પોપ થયો. તેણે ઉપર જણાવેલા કાવતરાના સંબંધમાં શક ઉપરથી જેમને કેદ કરવામાં આવ્યા હતા તે સધળાને છોડી દેવાનો હુકમ કીધો. આમ થવાથી મેકીઆવેલિનો છુટકો થયો. છુટકો થયા બાદ જે રાજ્યની સેવામાં તેણે પોતાનું તન મન સઘળું અર્પણ કીધું હતું તે જગ્યાએ તેના પ્રત્યે આટલું કૃતઘ્નપણું દર્શાવવામાં આવ્યું તેને માટે તેને અત્યંત ખેદ થયો; અને ફ્લોરન્સ છોડી જવાનો નિશ્ચય કરી એક પરદેશના ગામડામાં તેની પોતાની માલિકીની થોડીક જગ્યા હતી ત્યાં જઇને રહ્યો. આ જગ્યાએ તે પોતાનો ઘણો ખરો વખત ગામડાની રમતો રમવામાં ગાળતો હતો. સંધ્યાકાળ પછી માત્ર ચાર કલાક તે અભ્યાસ કરતો હતો. આ અરસામાંજ એણે રાજા એ વિષય લઇ તેના ઉપર ગ્રંથ રચ્યો, તેમાં રાજ્ય એટલે શું, તેના પ્રકાર કેટલા છે, રાજ્ય કેવી રીતે મેળવવું, કેવી રીતે સાચવવું, કેવી રીતે વધારવું, અને તેના નાશ પામવાનાં કારણ કયાં કયાં છે, એ સધળી બાબતો ઉપર સારૂં વિવેચન કીધુંછે. મેકીઆવેલિનો આ ગ્રંથ મુખ્ય હોવાથી તેના ઉપરથીજ પ્રસ્તુત રાજધર્મ નામનું પુસ્તક તૈયાર કરવામાં આવેલું છે. ઇ. સ. ૧૫૧૬ માં તેણે સદર પુસ્તક લારેન્ઝોને અર્પણ કીધું. પછી નવી રાજ્યવ્યવસ્થામાં તેને કોઇ જગ્યાએ નિમવામાં ન આવ્યો તેથી સ્વદેશની સેવા બજાવવાની તેની ઈચ્છા કંઈક કમી થઈ, એ જાણીને તેને ઘણું ખરાબ લાગ્યું. આમ થવાથી પોતાનો વખત

નકામો ન ગુમાવતા તેણે અનેક પ્રકારના ગ્રંથ રચ્યા. વળી એક નાની શાળા કાઢી તેમાં ફ્લોરન્સના નાના છોકરાઓને કેટલાક કઠણ વિષય શિખવવાનું શરૂ કીધું.

ટાયટસ લિવિયસના એક પ્રખ્યાત ગ્રંથ ઉપર તેણે સરસ ટીકા લખી છે, તે પણ આજ અરસામાં; એ તેની ટીકા રાજધર્મ પુસ્તકનો ઉત્તર ભાગ છે એમ કહેવાને કંઇ હરકત નથી. રાજધર્મ પુસ્તકના છેવટના ભાગમાં કહ્યા પ્રમાણે નવું રાજ્ય મેળવી તે સાચવવું કેવી રીતે, એનું વિવેચન તેણે લોરેન્ઝોને કરી આપ્યું. તેજ પ્રમાણે ઉપર જણાવેલા ઉત્તર ભાગમાં રાજ્યને સબળ સ્થિતિમાં આણવાને કેવા કેવા ઉપાય કામે લગાડવા જોઇએ તેનું નિરૂપણ કીધું છે. તેમાં એણે એવું પ્રતિપાદન કરેલું છે કે રાજ્યના મુખ્ય પાયા તરીકે રાજા, સરદાર અને સામાન્ય લોક એ ત્રણે છે, અને તે બળવાન રહે તેને માટે સારી વ્યવસ્થા રાખવી જોઈએ. શાળામાં શિખવવાનું કામ તે કરતો હતો તે વખતે ભાષા ઉપર તેણે એક ગ્રંથ લખ્યો હતો; અને તેજ વખતે 'યુદ્ધકળા'પર સાત ભાગવાળું એક પુસ્તક એણે તૈયાર કીધું હતું. આ પુસ્તક તેણે માત્ર સ્વદેશ પ્રીતિથી લખેલું જણાય છે; કારણ ફ્લોરન્સનું રાજ્ય ચિરકાળ રહી વૃદ્ધિ પામતું જાય ને નિર્ભય સ્થિતિમાં રહે તે બાબત તેને ઘણી કાળજી હતી એવું આ પુસ્તકના લખાણ ઉપરથી સહજ જણાઈ આવે છે.

નિકોલો મેકિઆવેલિના જે અનેક દોષો બતાવવામાં આવે છે તેમાં એક એ છે કે તે ફક્ત શાસ્ત્રજ્ઞ હતો; તેનું જ્ઞાન અનુભવસિદ્ધ નહોતું ને પ્રત્યક્ષ કામ કરી બતાવવાનો સમય આવતો તે વખતે તેને કંઇ ઉપાય સુઝતો નહોતો. આ બાબત

વિશેષ કરીને તેના લશ્કર સંબંધી વિચારને ખાસ લાગુ પડતું હતુ એવું કેટલાકનું કહેવું છે. લશ્કર સંબંધી તેણે આટલો બધો શ્રમ લઈને શોધ કરી ગ્રંથ રચ્યો છે, તો પણ રણભૂમિમાં સૈન્ય લઇ શત્રુની સામે નિકોલો કોઇ દિવસ ગયો નથી, તેમ લડાઈમાં જવાની જરૂર પણ તેને લાગી નથી. આના વિરુદ્ધમાં કેટલાક ગ્રંથકારોએ એમ લખ્યું છે કે એક પ્રસંગે અરબિનોના ડ્યુકે તેને કહ્યું કે. 'તમારૂં કહેવું શું છે તે હવે પ્રત્યક્ષ કરી બતાવો.' ત્યારે તે ગભરાઇ ગયો હતો. તેમજ લડાઇની તૈયારી માટે ૩૦૦૦ પાયદળનું લશ્કર ઉભું કરવાનું તેને કહેવામાં આવ્યું ત્યારે તેણે લાંબી મુદ્દત સુધી શ્રમ કર્યો, તોપણ તે લશ્કર તૈયાર કરી શક્યો નહીં, ને તે ડ્યુકે તે એકદમ ઉભું કરી બતાવ્યું. આ બધું લખવામાં આવ્યું છે તેમાં કેટલું સત્ય છે તેનો વિચાર તેના ગ્રંથ વાંચી વાચકવર્ગે પોતેજ કરવો. અમુક પક્ષ ખરો ને અમુક ખોટો એનો ખરો નિર્ણય કરવો એ કઠણ કામ છે.

આ અરસામાં મેકિઆવેલિના ગ્રંથ વગેરેની વિશેષ ખ્યાતિ થવાથી સુમારે ઇ. સ. ૧૫૨૦ ની સાલમાં મેડિસાય મંડળીના મનમાં તેને માટે ભરાયલો ક્રોધ દૂર થયો, અને રાજ્ય કારભારમાં તેની મદદ લઈ તેનો ઉપયોગ કરવાના તેમને ઇચ્છા થઈ. ગિલિયાનોને તેને માટે ઘણું અભિમાન આવ્યું તેથી ફરીથી વકીલ સંબંધી કંઇ કામ તેને સોંપ્યું. લોરેન્ઝો મરી ગયો હતો, તેથી તેને રાજા બનાવી ઇટાલી દેશને પરરાજ્યના તાબામાં જવાથી દાસ્યત્વથી છુટકો કરવાની નિકોલોના મનમાં જે ભારે ઉત્કંઠા હતી, અને જે ઉત્કંઠા પ્રસ્તુત પુસ્તકમાં અને ખાસ કરીને તેના છેવટના ભાગમાં સ્પષ્ટ જણાઈ આવે

છે, તે હવે તદ્દન નાશ પામી; અને **ફ્લોરન્સમાં પ્રજાસત્તાક રાજ્યજ** જોઈએ એવું એને લાગવા માંડ્યું, ને તે રાજ્યને સારા પાયાપર લાવવા સારૂ તેણે આ પછી યત્ન કરવા માંડ્યો. પૂરો વિચાર કીધા વગર **લોરેન્ઝો** ઉપર પોતે વિશ્વાસ રાખ્યો તેને માટે એને ઘણો પસ્તાવો થયો, અને પોતે કરેલાં સઘળાં પ્રયત્ન નિષ્ફળ ગયાં તે માટે તેને ઘણું માઠું લાગ્યું. પછી **ફ્લોરન્સ**નો ઇતિહાસ લખવાનું કામ દરબાર તરફથી તેને સોંપવામાં આવ્યું. વકીલ તરીકેનું કામ થોડું ઘણું ચાલવા માડ્યું તો હતુંજ, પરંતુ પહેલાંની માફક કુલ અધિકાર એના હાથમાં આવતાં ચાર વર્ષ લાગ્યાં. ઇ. સ. ૧૫૨૬માં **પોપ સાતમા કલેમન્ટે ફ્લોરન્સ**ના કોટ કિલ્લા તપાસી તે બાબતની હકીકત રજુ કરવાનું કામ **મેકિઆવેલિ**ને સોંપ્યું. આ કામને માટે એના જેવો બીજો લાયક માણસ **પોપ**ને મળી શક્યો નહોતો. **મેકિઆવેલિએ** ઘણી હોશિયારીથી આ કામ પાર પાડ્યું. ત્યાર પછી કેટલુંક લશ્કર સંબંધી કામ પણ **પોપે** એને સોંપ્યું હતું. એકંદર સરકારી કામ તેણે સન ૧૫૨૭ના મે માસની લગભગ ૨૨મી તારીખ સુધી કીધું હતું, ને પછી સઘળા ધંધા છોડી દઇ પોતાને ગામ આવીને રહ્યો.

પોતાને ગામ આવ્યા પછી તે લાંબી મુદત જીવ્યો નહોતો; કારણ ઇ. સ. ૧૫૨૭ના જુન માસની ૨૨મી તારીખે તે પોતાને ગામ મરણ પામ્યો. આ વખતે તેની વય ૫૮ વર્ષની હતી. મરતાં સુધી તે ખ્રિસ્તી ધર્મ પાળતો હતો. જૂદા જૂદા લખનારાઓએ એના મરણનાં કારણ જૂદાં જૂદાં આપેલાં છે. કોઇ કહે છે કે દરબારના **મુખ્ય સેક્રેટરીની** જગ્યાપર એની ફરીથી નિમણુક ન થઇ તેથી એને ઘણું માઠું

લાગ્યું હતું ને તેટલા માટે તે પોતાને ગામ ચાલ્યો ગયો હતો; પણ મનમાંથી તે વાતની દુ:ખકારક લાગણી સમુળગી જતી રહી નહીં ને તેથીજ તેનો અંત વહેલો આવ્યો. પરંતુ **પાયરો** નામનો તેનો છોકરો હતો, તેણે એવું લખી રાખેલું છે કે તા૦ ૨૦ મી જુને તેણે ઔષધ લીધું હતું, પણ તેથી આરામ મળવાને બદલે પેટમાં દુ:ખવા લાગ્યું અને તેથીજ તેનું મૃત્યુ થયું. વળી કેટલાક એવું લખી ગયા છે કે તેને પોતાના કુટુંબના માણસો સાથે બનતું નહોતું; પણ આ વાત ખરી નથી; કારણ કામના રોકાણને લીધે પોતાના કુટુંબને એક જગ્યાએ રાખી તેને ઘણીવાર એકલાજ રહેવું પડ્યું હતું, તેમ છતાં પણ તેણે પોતાના બંને વારસનામામાં (વીલમાં) પોતાની, કુટુંબ માટે જે પ્રીતિ, અભિમાન અને કાળજી બતાવી છે તેપરથી ઉપર જણાવેલો આરોપ ખરો લાગતો નથી..

એને ચાર છોકરા અને એક છોકરી મળી પાંચ છોકરાં હતાં. મરણ સમયે તે છેક ગરીબ સ્થિતિમાં હતો. મોટાં મોટાં કામ તે કરતો હતો, છતાં દરરોજની તેની આવક દશ* લાયર કરતાં વધારે નહોતી. પૈસાને માટે **ફ્લોરન્સ** દરબારને તેણે વખતો વખત વિનંતી કરી હતી તેના સંબંધનાં કાગળો પ્રસિદ્ધ છે. **ફ્લોરન્સ** શેહેરમાં એની આબરૂ સારી હતી. એ હમેશાં આનંદી રહેતો ને એનો સ્વભાવ મળતાવડો હતો. વળી સેહેજ વાતપરથી પણ એની વિદ્વતા તથા વાદ કરવાની શક્તિ જણાઇ આવતી હતી. તે કેથોલિક પંથનો હતો, તો પણ રાજકીય બાબતમાં તે વખતના **પોપ** જે સત્તા વાપરતા હતા તે તેને

* **લાયર** એ તે સમયમાં **ઇટાલી**માં એક પ્રકારનું ચાલતું નાણું હતું. એની ખરી કિંમત કેટલી હતી તે માલમ પડતું નથી.

બિલકુલ પસંદ નહોતું. આ કારણને લીધે ધર્મસંબંધી બાબતમાં તેને કોઈની સાથે પણ બનતું નહોતું. છેવટે એટલુંજ કહેવું બસ છે કે 'ધ ગ્રેટ સેક્રેટરી' (મોટો મંત્રી) એવું જે ઉપનામ એને મળ્યું હતું, તે ખરેખર વાજબી હતું. **ઇટાલી** દેશમાંનાં નાનાં નાનાં રાજ્યો નાશ પામી આખો દેશ પહેલાંની માફક એક રાજાના અમલ તળે આવે, અને રાજા તથા પ્રજા બન્નેને સુખ થાય એવા જે જે ઉપાય એણે લખી રાખ્યા છે તે કેટલે દરજ્જે ખરા પડ્યા છે, ને તેણે ભવિષ્ય કહેલું તે પ્રમાણે કેટલે અંશે બનાવ બન્યા છે, તે **ઇટાલી** દેશના ત્યાર પછીના ઇતિહાસ ઉપરથી સઘળાના જાણમાં આવશે. 'રાજકીય વિષયનો ભવિષ્ય ભાખનાર' એવી રીતે એને માટે કોઇ માણસે જે લખ્યું છે તે ખરેખર સત્ય છે.



# ગ્રંથકારની અર્પણપત્રિકા.



પાયરો ડિ મેડિસિયના ચિરંજીવી

કીર્ત્તિવાન્ લોરેન્ઝોની જનાબમાં.

નિકોલો મેકિઆવેલિ તરફથી.

જે લોકો રાજાની કૃપા સંપાદન કરવાની ઇચ્છા રાખે છે તેઓ ઘણે ભાગે તે અતિશય મૌલ્યવાન ગણતો હોય તેવી, અગર બીજી વસ્તુઓ કરતાં વધારે ચાહતો હોય તેવી વસ્તુનું નજરાણું કરીને પોતાની ઓળખ કરાવે છે. આજ કારણસર રાજાઓને ત્યાં અશ્વ, શસ્ત્રો, સુવર્ણમય કપડાં, રત્નો, અને રાજવૈભવને લાયક હોય તેવા ઘરેણાં વગેરે ભેટમાં આવે છે. આપના પ્રતિ મારી ભક્તિના ચિન્હ તરીકે કંઈપણ આપ નામદાર આગળ નજર કરવાની ઉત્કંઠા થઈ આવવાથી, મારા આખા જામદારખાનામાંથી, મોટા માણસનાં ચરિત્રો અને કૃત્યોનું જ્ઞાન, જે અર્વાચીન બનાવોની વારંવાર વાતો ચલાવવાથી અને પ્રાચીન બનાવોની સતત શોધથી હું મેળવી શક્યો છું, તેના કરતાં વધારે કિમતી (ખાસ કરીને મને પોતાને) વસ્તુ મારે હાથ લાગી શકી નથી. લાંબો વખત સુધી એક સરખા ઉદ્યોગથી તપાસ કરી મેળવેલી સર્વ હકીકત એક નાના ગ્રંથમાં સારરૂપ લખી કાઢી આપ નામદારને નજર કરવાની છુટ લઉંછું. અગરજો હું એ પુસ્તક આપની આગળ ધરવા યોગ્ય ગણતો નથી, તોપણ આપની ઉદારવૃત્તિ જોઈ મારી ખાત્રી થાય છે કે અથાગ મહેનત કરી અને ભારે જોખમ માથે વોહોરી લઈ, ઘણાંક વર્ષો થયાં હું જે જે બાબતો એકઠી કરતો હતો, તે સઘળી થોડા વખતમાં આપના સમજવામાં આવે એવી સગવડ કરવા ઉપરાંત મારામાં શક્તિ નથી, તેથી આપ એનો સ્વીકાર કરશો એવી ઉમેદ રાખું છું. વળી આવા પ્રકારનાં પુસ્તકોમાં જે આલંકારિક ભાષા વાપરવાની અથવા બહારની શોભા કરવાની રીત પડેલી છે, તેવું મેં આમાં

કંઈ રાખ્યું નથી. વિષયની સત્યતા અને પ્રૌઢતા શિવાય બીજાં કારણોને લીધે પુસ્તક લોકોને પસંદ પડે એવું કરવાના કરતાં, તે પસંદ ન પડે તો ભલે એવું મને લાગે છે. મારા જેવો કનિષ્ઠ પ્રતીનો માણસ રાજાઓ બાબત લખે એટલુંજ નહીં, પણ તેઓના કામની બાબતમાં વ્યવસ્થા તથા નિયમ બાંધી આપવા યત્ન કરે, તો તે અભિમાની ગણાવાનો સંભવ રહે છે, પણ ખરૂં જોતાં તેમ ગણવું ન જોઈએ; કારણ જેઓ દૃગ્ભૂમિનું ચિત્ર લે છે તેઓને પર્વત અને બીજા ઊંચા પદાર્થોનું ખરૂં સ્વરૂપ જાણવાને સારૂ જેમ સામાન્ય રીતે મેદાનમાં આવી ઉભા રહેવું પડે છે, અને ખીણ વગેરે જેવા પદાર્થોનું સ્વરૂપ જાણવાને ઊંચે ડુંગરો અને પર્વતપર ચઢવું પડે છે, તેજ પ્રમાણે સાધારણ લોકોનો સ્વભાવ બરોબર જાણવો હોય તો રાજાના જેવી ઊંચી પદવી મેળવવાની જરૂર છે, અને રાજાના સ્વભાવથી વાકેફગાર થવા સાધારણ લોકોમાં મળી જવાની તેટલીજ જરૂર છે. તેટલા માટે જેમ શુદ્ધ ભાવથી આ પુસ્તક હું આપને અ-ર્પણ કરૂં છું તેમ કૃપાવંત થઈ તેનો આપ સ્વીકાર કરશો. વળી ધીરજથી તથા ખંત રાખી આ પુસ્તક વાંચી તેના વિષય બાબત વિચાર કરશો તો આપ નામદારના ગુણ અને દૈવાનુકૂલતાને લીધે સાધ્ય થઈ શકે એવો વૈભવ આપને જલદીથી મળે એવી મારી સંપૂર્ણ ઈચ્છા છે એવું આપને આ પુસ્તક ઉપરથી જણાઇ આવશે; અને તેવો વૈભવ પ્રાપ્ત થયા પછી તથા મહાન પદે પહોંચ્યા પછી આપ નામદાર કોઈ વખત પણ સાધારણ લોકોના કારભાર તરફ નજર કરશો તો દૈવ પ્રતિકૂલ થવાથી મારે કેવી વિપત્તિ લાંબી મુદ્દતથી નાહક ભોગ-વવી પડે છે તેનો ખ્યાલ આપને સહજ આવશે.



૪૯૫૫

# રાજધર્મ.

## ભાગ ૧ લો.

### રાજ્યના જૂદા જૂદા ભાગ

જે રાજ્યમાં એક જણનો અમલ બીજા ઉપર ચાલતો હોય છે, એવા પ્રકારનાં રાજ્યો જગતમાં ફક્ત બેજ તરેહનાં આજ સુધી જોવામાં આવ્યાં છે: (૧) **રાજસત્તાક**; અને (૨) **પ્રજાસત્તાક**. **રાજસત્તાક** રાજ્યો બે પ્રકારનાં હોય છે: (૧) **વંશપરંપરાગત**–એટલે જ્યાં રાજા ઘણાં વર્ષોથી વંશપરંપરા રાજ્ય કરતા હોય છે તે; અને (૨) **નવાં**. નવાં રાજ્યો બે પ્રકારનાં છે; કયાંતો હમ્મેશને માટે તે પહેલાંની માફક છુટાંજ રહે છે; અથવા તો જેણે જીતેલાં હોય છે, તેના વંશપરંપરાગત રાજ્યની સાથે જોડી દેવામાં આવે છે. (દાખલા તરીકે **નેપલ્સનું** રાજ્ય **સ્પેનના** રાજ્ય સાથે જોડેલુ હતું.) આવી રીતે જીતાયલો મુલક એક રાજાના તાબા નીચે રહી શકે છે. જીતાયલા ન હોય તો તે સ્વતંત્ર રહે, ને દૈવાનુસાર સ્થિતિમાં ફેરફાર થાય તે પ્રમાણે સ્વજાતીના લોકથી અથવા પારકા લોકથી તે જીતાય છે.



# ભાગ ૨ જો.

## વંશપરંપરાગત રાજ્યો.

**પ્રજાસત્તાક** રાજ્યો સંબંધી બીજે ઠેકાણે સવિસ્તર વર્ણન કીધેલું છે, તેથી આ પુસ્તકમાં તે વિષે કંઇપણ કહેવામાં આવતું નથી. ફક્ત **રાજાસત્તાક** રાજ્યો સંબંધી ઉપર પાડેલા વિભાગ પ્રમાણે તે કેવી રીતે ચલાવવાં અને જાળવી રાખવાં તે વિષે અહીં કહેવામાં આવશે. મને એવું લાગે છે કે જે રાજ્યો એક રાજાના તાબામાં ચાલી આવેલાં હોય છે તેવાં રાજ્યો જાળવી રાખવાનું કામ ઘણું મુશકેલ નથી; પરંતુ નવાં મેળવેલાં રાજ્યો રાખવાંજ મુશકેલ છે; કારણ કે વંશપરંપરાગત રાજ્યો જાળવી રાખવાને સારૂ બાપદાદાથી ચાલી આવતી પદ્ધતિનું ઉલ્લંઘન કરવામાં ન આવે, અને દેશકાળને અનુસરી જે જે અડચણ આવે તે સંભાળીને દૂર કરવામાં આવે તો બસ છે; તેટલા માટે રાજા સારી રીતનો ઉદ્યોગ કરનારો હશે તો તે રાજ્ય તેના સ્વાધીનમાં રહી શકશે. જ્યારે એકાદ મોટી આફતનો સમય આવી પડે ત્યારેજ તેને કેટલેક દરજ્જે ધક્કો લાગવાની ધાસ્તી રહે છે; અને એમ થાય છે ત્યારે. પણ પ્રારબ્ધ કદી તેની પ્રતિકૂલ થતું નથી; પણ ગાદી આખરે પાછી તેને મળવાનો ઘણો સંભવ રહે છે. આવા દાખલા **ઈટાલી** દેશમાં બનેલા છે. **ફેરારાનો ડયુક** વંશપરંપરાથી રાજ્ય કરતો હતો, તેથી ઇસવી સન ૧૪૮૪ ની સાલમાં **વેનિશ્યન** લોકોએ ચઢાઇ કરી તે વખતે તેમની વિરૂદ્ધ, અને પછી **દશમા પોપ જુલિયસ**ની વિરૂદ્ધ, તે ઘણી બહાદુરીથી પોતાના દેશનું રક્ષણ કરી શકયો હતો. આનું કારણ એટલુંજ કે જે મૂળનો રાજા હોય છે, તેને પોતાની પ્રજાપર જૂલમ કરવાની ઘણી જરૂર પડતી નથી, અને તેથી કરીને ઘણે ભાગે તે લોકોનો વધારે પ્રિય થાય છે; અને કંઇપણ વિલક્ષણ દુર્ગુણ તેનામાં હોય નહીં, ત્યાં સુધી તે લોકો

તેને માટે સારી ચાહના રાખે છે, ને તેમની શ્રદ્ધા તેના ઉપર કાયમ રહે છે. તેથી કરીને ઘણા દહાડાથી એમને એમ ચાલી આવેલી તેની હકુમતને લીધે રાજ્યની અંદર કંઇ ફેરફાર કરવામાં આવે છે તો તેનું કારણ તપાસવાની લોકો દરકાર રાખતા નથી, તેમ એવા ફેરફારની વાત લાંબી મુદ્દત સુધી યાદ રાખતા નથી; નહીંતર એવું થાય ખરૂં કે, ઇમારતના સંબંધમાં બને છે તેમ, એકવાર એકાદ જાતનો ફેરફાર કીધો કે તરતજ બીજો ફેરફાર કરવાની જરૂર અને ઇચ્છા જણાઇ આવે છે.

---

## ભાગ ૩ જો.

### સંકીર્ણ રાજ્યો.

ખરી મુશકેલી નવાં મેળવેલાં રાજ્યો માટે પડે છે, અને તેમાં પણ ખાસ કરીને તરત તાજાં મેળવેલાં હોય તેવાં માટે થોડી, પણ જીતનારના રાજ્ય સાથે જોડી દીધેલાં હોય છે તેવાં માટે વધારે પડે છે આવી રીતે જોડી દીધેલાં રાજ્યને **સંકીર્ણ રાજ્ય** કહે છે. બધા નવા જીતેલા દેશમાં સ્વાભાવિક રીતે લોકો તરફથી કેટલીક અડચણો નાંખવામાં આવે છે, ને તેઓ તરત શાન્ત પડી જતા નથી, ને તેથીજ કરીને આવાં સંકીર્ણ રાજ્યોમાં બંડો ઉઠે છે ને રાજ્યની ઉથલપાથલ થાય છે; કેમકે પોતાની સ્થિતિ સુધારવાની આશાએ લોકો પોતાના નવા રાજાથી મુકત થવાની ઇચ્છા રાખે છે, અને તેવી આશાએ તેઓ બંડ કરવાને ઉસકેરાય છે; પણ ઘણે ભાગે તેઓ એમાં હાર ખાઇ જાય છે, અને અનુભવથી તેઓને માલમ પડે છે કે બંડ જગાવ્યાથી તેમની સ્થિતિ વધારે ખરાબ થાય છે.

આવું બનવાનું બીજું પણ એક સ્વાભાવિક અને સાધારણ કારણ છે. જીતનાં સ્થાયી પરિણામ એ થાય છે કે ત્યાં રાજા પોતાનું

લશ્કર રાખે છે, લોકો ઉપર નવા કર નાખે છે, અને એવી રીતે સેંકડો પ્રકારની મુશીબત લોકોને વેઠવી પડે છે. આમ કરવાની રાજાને જરૂર પડે છે, ને તેથી તેની નવી પ્રજા બેદિલ થાય છે, ને એને ધિક્કારે છે. આવા બનાવ બનવાથી જીતને લીધે જેમને દુઃખ પડે છે, અને જેમને નુકસાન ખમવું પડે છે, તેઓ તેના દુશમન થાય છે; વળી જે માણસોએ રાજ મેળવવામાં મદદ કીધી હોય છે, તેમની આશા તે પરિપૂર્ણ કરી શકતો નથી, અથવા કીધેલા ઉપકારને લીધે તેમની સામે ચાંપીને સખત ઉપાય યોજી શકતો નથી, તેથી તેમની પ્રીતિ એ જાળવી શકતો નથી. તેટલા માટે રાજ લેવાની ઇચ્છા રાખનાર ગમે તેવો બળવાન હોય, અને તેનું લશ્કર ગમે તેટલું મોટું હોય, તોપણ દેશ જીતવો હોય તો ત્યાંના લોકોની તેણે સારી માહિતી મેળવવી જોઇએ. આવાંજ કારણોથી ફ્રાન્સના **બારમા લુઇએ મિલાન** જલદીથી તાબે કીધું, તેમ તરતજ ગુમાવી પણ દીધું, કેમકે જે લોકોએ એને રસ્તો કરી આપ્યો હતો, તેજ લોકો પોતાની આશા નિષ્ફળ નિવડવાથી, તથા જે લાભ તેના આવ્યા પછી ભવિષ્યમાં મેળવવા ધારતા હતા તે ન મળવાથી, પોતાના નવા રાજાનું ઉદ્ધતપણું સહન કરી શક્યા નહીં ને તેની મદદમાં રહ્યા નહીં.

જે દેશના લોકોએ બીજી ફેરા બંડ કીધું હોય ને જીતાય હોય તેવાને પોતાને તાબે રાખવા એ ઘણું મુશીબત ભરેલું છે, એમાં તો કંઈ શક નથી; કારણ, લોકો સામે થયા એટલે રાજા માટે કંઈ પણ માનની લાગણી તેમના મનમાં રહી હોતી નથી ને પહેલી ફેરાના ઉપકાર તેઓ ગણતા નથી; તેટલા માટે ગુન્હેગારને શિક્ષા કરી, જેમના ઉપર વેહેમ આવતો હોય તેવાઓને ઉઘાડા પાડી, અને જ્યાં નબળું પાસું લાગે ત્યાં પૂરતો બંદોબસ્ત કરી દરેક પ્રકારે પોતાનું સંરક્ષણ કરવાને તે વધારે છુટ લે છે; જેમ કે **કાઉન્ટ લોડોવિક મિલાન**ની સરહદપરના લોકોને હેરાન

કરીને તથા ત્યાં હુમલા કરીને ફ્રેન્ચ લોકોના હાથમાંથી છોડાવવાને તે એકવાર શક્તિમાન થયો હતો ખરો, પણ બીજી વખત જ્યારે અણે તે પાછું લીધું ત્યારે તે રાજાની સામે બધા લોકોને હથિયારબન્દ થવાની જરૂર પડી હતી, તેમજ તેના લશ્કરને ઇટાલી દેશની બહાર હાંકી કાઢવું પડયું હતું. આવા બનાવ બન્યા તે ઉપર બતાવેલી કેફિયતને લીધેજ; તેમ છતાં પણ ફ્રેન્ચ લોકોના હાથમાંથી **મિલાન** બે વખત ગયું. પહેલી બાબત સંબંધી સામાન્ય કારણો ઉપર બતાવવામાં આવ્યાં. હવે બીજી બાબત ઉપર બોલવાની જરૂર છે. મજકુર **લુઈ** રાજાના હાથમાં, અથવા તેના જેવી સ્થિતિવાળા બીજા કોઈ રાજાના હાથમાં, નવા જીતેલા રાજ્યનું તથા પોતાનું સંરક્ષણ કરવાને તેની અગાઉના ફ્રાન્સના રાજાએ કામે લગાડયા હતા, તેનાં કરતાં વધારે સારા ઉપાય કીયા હતા, તેનો હવે વિચાર કરીયે. મારૂં કહેવું એમ છે કે નવા જીતાયલાં અને જીતનારનાં રાજ્યની સાથે જોડી દીધેલાં રાજ્યો તથા જીતનાર રાજ્યો એકજ દેશનાં ને એકજ ભાષા બોલનારાં હોય છે, અથવા તેથી ઉલટું હોય છે. જો તે એકજ દેશના અને એકજ ભાષા બોલનારા હશે તો તેઓને તાબે રાખવા સહેલ છે, ને ખાસ કરીને જ્યારે તેઓને ઘણી સ્વતંત્રતા ભોગવવાની ટેવ પડી હોતી નથી, ત્યારે તો આમાં ઘણીજ થોડી મુશીબત પડે છે. આવી રીતે તાબામાં રાખવાને સારૂ રાજ કરનાર રાજાના વંશનો નાશ કરવો એટલુંજ પહેલાં બસ થાય છે, બીજું કંઇ વધારે કરવું પડતું નથી; કારણકે તે લોકોની પૂર્વની સ્થિતિ કાયમ રાખી તેમના રીતરિવાજમાં કંઇ ફેરફાર કરવામાં આવતો નથી, તો તે લોકો નવા રાજાના અમલ નીચે શાન્તપણાથી રહે છે, ને સઘળું સહન કરે છે. દાખલા તરીકે **બર્ગન્ડિ, બ્રેટન, ગાસકોયની** અને **નોર્મન્ડિનાં** રાજ્યો ફ્રાન્સ દેશના તાબામાં આજ સુધી ચાલી આવેલાં છે; જો કે તેમની ભાષામાં સેજ તફાવત છે તોપણ તેમના કાયદા અને રિવાજ એકજ પ્રકારના હોવાથી તેઓ અડચણ કર્યા વગર તાબે રહે છે. તેટલા માટે જે રાજા

કંઇ નવો દેશ મેળવે છે, અને તે જાળવી રાખવાની ઇચ્છા રાખે છે, તેણે ખાસ કરીને બે વાત લક્ષમાં લેવાની જરૂર છે; એક તો એ કે આગલા રાજાના વંશનો નાશ કરવો; અને બીજી એ કે તેણે નવા કાયદા લાગુ પાડવા નહીં કે નવા કર નાખવા નહીં. આનું પરિણામ એ થશે કે થોડા વખતમાં તે નવું જીતેલું રાજ્ય પોતાના જુના રાજ્ય સાથે જોડી દઇ શકશે. પણ જે દેશનાં ભાષા, રીતરિવાજ ને કાયદા પોતાના દેશનાથી જુદાં હોય છે, ત્યાં ઘણી મુશીબત પડે છે. એવું રાજ્ય તાબામાં રાખવાને સારૂં નસીબ અને ઘણા ઉદ્યોગની જરૂર છે. આ કામને માટે ઘણોજ ઉત્તમ અને અસરકારક રસ્તો એક એ છે કે જીતનાર રાજાએ પોતે ત્યાં જઇને રહેવું, કેમકે એમ કરવાથી એનો અમલ અડચાણ રહિત તથા સ્થાયી થશે. ગ્રીસ દેશમાં તુર્કી લોકોના મોટા રાજા **સુલતાને** આજ પ્રમાણે કીધું છે. ગ્રીસને તાબામાં રાખવા સારૂં તેણે ગમે તેટલી યુક્તિઓ અને પ્રપંચો કીધાં હોત, તોપણ તેણે પોતાનો વાસ ત્યાં કીધો નહીં હોત તો આ દેશને તે કદી પણ તાબે રાખી શકત નહીં. જાતેજ ત્યાં હાજર હોવાને લીધે કંઇ પણ અવ્યવસ્થા થાય છે તો તે રાજાના જાણવામાં તરત આવે છે, અને તેની શરૂઆતમાંજ તે બાબત બંદોબસ્ત કરી શકે છે; પરંતુ તે જો ઘણે દૂર હોય છે તો આવા પ્રકારની અવ્યવસ્થાની ખબર બીજાઓએ સાંભળેલી વાતપરથી તેને મળે છે, અને તે પણ જ્યારે છેક હદપર વાત જાય છે ત્યારેજ. આવે સમયે તે કંઇ પણ ચાંપતા ઉપાય લઇ શકતો નથી ને વાત વિફરી જાય છે. વળી રાજા દેશની અંદરજ હોય છે તો ત્યાંના કામદાર લોકો તેમાં લૂટ ચલાવી શકતા નથી; પણ એથી જેઓ સારા હોય છે તેઓ એને ચાહે છે ને નઠારા હોય છે તેમના મનમાં દહેશત રહે છે. વળી કોઇ પરાયા રાજ્યવાળો હુમલો કરવાની ઇચ્છા રાખશે તો તેને ઘણી કાળજી તથા સાવધતા રાખવી પડશે, કેમકે રાજા ત્યાં દેશમાંજ હોવાથી તેના ઉપર જીત મેળવવી એને ઘણી ભારે પડશે.

બીજો પણ એક ઉપાય છે. તે રાજ્યનાં જે ખરા દાવનાં સ્થળ હોય તેવી એક બે જગ્યાએ તેણે સંસ્થાન સ્થાપવાં. આ પ્રમાણે કરવાની જરૂર છે. આ થઇ શકે નહીં તો ઘોડેસ્વાર અને પાયદળનું લશ્કર તે જગ્યાઓમાં રાખવું, પણ પહેલા કરતાં આ બીજો ઉપાય નુકસાનકારક છે; કારણ કે સંસ્થાન રાખવાથી ભારે ખરચ થતો નથી. ઘણે થોડે ખરચે રાજા તેવા સંસ્થાન માટે લોકોને મોકલી શકે તથા નિભાવી શકે છે, અને નવી વસ્તીને રહેવાને તથા તેના ભરણપોષણને સારૂ જેટલાં ઘર તથા જગ્યાની જરૂર પડે છે તેટલાંજ તેના માલિક પાસેથી તે લેછે તો બસ થાય છે. આવી રીતે આખા રાજ્યમાંથી ઘણા થોડા માણસને નુકસાન થાય છે. વળી જેમને આ પ્રમાણે નુકસાન થાય છે, તેઓ છુટા છવાયા રહેતા હોય છે ને ઘણા ગરીબ સ્થિતિના હોય છે, તેથી તેઓ નવા રાજાને કંઇ નુકસાન કરી શકતા નથી; અને બીજા લોકોને તો કોઇ પ્રકારની હેરાનગતિ થતી નથી ને નુકસાન થતું નથી, તેથી તેઓ કંઇ ગડબડ કરતાં નથી. કંઇપણ ગડબડ કરીશું તો બીજાની માફક આપણી પણ વલે થશે એવું તેઓ મનમાં સમજે છે. આ ઉપરથી એવુ સિદ્ધ થાય છે કે જે દેશના લોકો ઉપર, સંસ્થાનોથી બોજો થોડો પડે તે દેશના લોકો નિમકહલાલ તથા નિરપરાધી હોય છે. વળી ઉપર કહ્યા પ્રમાણે જે થોડાના ઉપર જુલમ ગુજરે છે તેઓ એટલા ગરીબ અને વિખેરાઇ ગયેલા હોય છે કે તેઓ કંઇ અડચણ કરી શકતા નથી. બીજી વાત વળી એ ધ્યાનમાં રાખવવાની છે કે લોકોને ક્યાં તો ઘણા ખુશ રાખવા અથવા તો તેમને છેક દાબી દેવા, કે જેથી તેમનામાં માથું ઊંચુ કરવાની શક્તિજ ન રહે; કેમકે થોડી ઘણી અડચણ પડે છે તો તેઓ વેર વાળવાને તત્પર થઇ જાય છે, પણ ભારે ઇજાને માટે તેઓ કંઇ કરી શકતા નથી; તેટલા માટે જો તેમને દુઃખ દેવાની જરૂરજ પડે તો, તેઓ વેર વાળી ન શકે તેવા પ્રકારનું (દુઃખ) દેવું. આ પ્રમાણે સંસ્થાન સ્થાપવાને બદલે નવા

જીતેલા રાજ્યમાં લશ્કર રાખવામાં આવે તો તેનો ખરચ ઘણો થશે, અને તે આખા પ્રાંતની વસૂલ તે (લશ્કર) રાખવામાં ખરચાઇ જશે; તો પછી તે રાજ્ય મેળવ્યું ને ન મેળવ્યું સરખુંજ થશે. એટલુંજ નહીં, પણ કેટલેક દરજ્જે એથી નુકસાન થવાનો સંભવ પણ રહે છે. લશ્કરની છાવણી અહીંથી તહીં ને તહીંથી અહીં એમ બદલવી પડે છે, ને તેથી ઘણા માણસોને અડચણ વેઠવ પડે છે, તેથી તેઓને તે પસંદ પડતું નથી, ને તેઓ વેર લેવાને ઉશ્કેરાય છે. વળી જે માણસોને પોતાનાજ વાસમાં અપમાન સોસવું પડે છે, તેઓ ઘણા ભયંકર અને કટ્ટાશત્રુ બને છે. તેટલા માટે બધી બાબતનો વિચાર કરી જોતાં એમ જણાય છે કે આવી રીતની ચોકી રાખવી ફાયદાકારક નથી, પણ સંસ્થાન સ્થાપવાં એ ઉપયોગી થાય છે. વળી જે રાજા નવા જીતેલા પરરાજ્યમાં જઇને રહે તેણે આસપાસ પડોસમાં જે નાના સુના રાજાઓ હોય તેના ઉપરી તથા સંરક્ષણકર્ત્તા પોતે થવું જોઇએ; તેણે દરેક પ્રકારનો યત્ન કરી પોતાના કરતાં બળવાન રાજાની શક્તિ ઓછી કરી તેને નરમ પાડી દેવો જોઇએ; અને પોતાના નવા રાજ્યમાં તે દાખલ ન થાય તેને માટે પૂરતી કાળજી રાખવી જોઇએ; કેમકે અસંતોષી માણસો, લોભના માર્યા કે ધાસ્તિના માર્યા, બહારથી કોઇ કોઇને પણ બોલાવવાનો હમેશાં યત્ન કરે છે. આનો પ્રત્યક્ષ દાખલો **ઈટોલિયન** લોકોમાંથી મળી આવે છે; કેમકે દેશ કે પ્રાંતના વતનીઓએ લાલચ બતાવી હોય નહીં ત્યાં સુધી, કદી કોઇપણ દેશ કે પ્રાંતમાં દાખલ થતા નહીં એવા **રોમન** લોકોને, આ **ઈટોલિયન** લોકોએ પોતાના ગ્રીસ દેશમાં બોલાવ્યા હતા. આવે સમયે સાધારણ રીતે નીચે મુજબ કરવુ પડે છેઃ—પારકા દેશનો રાજા અંદર દાખલ થાય છે, ત્યારે જેઓ વધારે નિર્બળ હોય છે ને જેઓ નારાજ થયલા હોય છે, તેઓ પોતાના કરતાં મોટા પ્રત્યે ઈર્ષા અને દ્વેષને લીધે તેની સાથે સામેલ થઇ જાય છે.

તેટલા માટે આવા હલકા ઉમરાવોને સમજાવી પોતાના તરફ ખેંચી લેવા કંઇ પણ કરવું બાકી રાખવું નહીં, અને તેઓ પોતા તરફ વળ્યા કે પછી જીતેલા રાજ્યના બીજા લોકો સાથે તેઓ પણ તાબામાં રહેછે. જીતનાર રાજાએ કાળજી એટલી રાખવી કે તેઓનું જોર વધી જાય નહીં અને તેઓને ઘણી સત્તાવાળા અધિકાર આપવા નહીં. આવું થશે તો પોતાના લશ્કરવડે અને તેમની મદદથી આસપાસનાં રાજ્યોની ચઢતી થતી તે અટકાવી શકશે, અને આખા રાજ્યમાં પોતેજ એક મુખ્ય રાજા થઇ શકશે. જે નવો રાજા આ પ્રમાણે વર્તતો નથી તે મેળવેલું રાજ્ય જલદીથી ગુમાવી દે છે, અને જેટલો વખત તે તેના હાથમાં રહે છે તેટલો વખત તે અનેક પ્રકારની અડચણ અને વિટંબણાથી હેરાન થાય છે. પોતાનાં નવાં જીતેલાં રાજ્યોમાં રોમન લોકોએ આ રસ્તો પકડ્યો હતો. તેઓએ પોતાનાં સંસ્થાનો સ્થાપ્યાં, હલકા વર્ગના ઉમરાવોની સત્તા વધાર્યા વગર તેમને પોતાના રક્ષણ તળે રાખ્યા હતા; જેઓ વધારે બળવાન હતા તેઓને દાબતા રાખ્યા હતા, અને કોઇ પણ પરદેશી રાજાને પોતાના જીતાયલા દેશના લોક સાથે કોઇ પણ પ્રકારનો સબંધ રાખવા દેતા નહોતા. ગ્રીસનો દાખલો અહીં આપી શકાશે. **ઇટોલિયન** અને **એકિયન** લોકોનું રક્ષણ કરવામાં આવ્યું હતું, **મેસિડોનિયન** લોકોના રાજને દાબી દીધું હતું, અને **એન્ટિઓકસને** ગામ બહાર કાઢી મૂક્યો હતો; આટલું છતાં પણ **ઇટોલિયન** અને **એકિયન** લોકોને પોતાના સદ્ગુણ તથા પ્રમાણિકપણાના બદલામાં કંઇ પણ વધારે સત્તા મળી નહીં; તેમ **ફિલિપે** સમજાવવાના ઘણા ઉપાય કીધા અને વિનંતિ કીધી, તોપણ તે તદન નરમ પડી ગયો નહીં ત્યાં સુધી રોમન લોકોએ તેને મિત્ર તરીકે ગણ્યો નહીં. વળી **એન્ટિઓકસને** તે પ્રાંતમાં થોડી ઘણી પણ સત્તા રાખવા સંબંધી તેઓએ કબુલાત આપી નહીં. સઘળા સમજુ અને ડાહ્યા રાજાઓએ જેમ ફક્ત ચાલુ સ્થિતિનો વિચાર ન

કરતાં ભવિષ્યમાં અડચણો આવી પડે તેનો પણ વિચાર કરવો જોઈએ, તેજ પ્રમાણે આ બાબતોમાં રોમન લોકો વર્ત્યા હતા. વળી હરેક પ્રકારે યત્ન કરી એવા રાજાઓએ ભવિષ્યમાં આવી પડે તેવી અડચણો દૂર કરવી જોઈએ; કેમકે જે ભય ભરેલી સ્થિતિનો અગાઉથી વિચાર કરવામાં આવે છે તેનો સહજમાં અટકાવ થઇ શકે છે, પણ તે છેક (નજીક) આવી પડે ત્યાં સુધી તેને માટે બેદરકાર રહેવાથી (તેને માટે) ચાંપતા ઉપાય લઇ શકાતા નથી, અને તે અસાધ્ય થઇ જાય છે. આ બાબતમાં વૈદ્ય ક્ષય જ્વર માટે કહે છે તેમ થાય છે. શરૂઆતમાં તેને કાઢવો સહેલો પડે છે, પણ પારખવો મુશકેલ છે. પણ જેમ જેમ વખત જાય છે તેમ તેમ તે ઉપર લક્ષ ન અપાયાથી તથા શરૂઆતમાં અટકાવ ન કર્યાથી પછવાડેથી તે તરત પારખી શકાય છે ખરો, પણ તેને કાઢવો ઘણો મુશકેલ છે. આજ પ્રમાણે રાજકારભારમાં બને છે. જેજે ધાસ્તી ભરેલી બાબત અગાઉથી લક્ષમાં લેવામાં આવે છે, (ને ડાહ્યા માણસો તેમજ કરે છે) તેથી નુકસાન થોડુંજ થાય છે, તથા તેનો સેહેજ ઉપાય થઇ શકે છે; પણ અજ્ઞાનપણાથી કે બેદરકારીથી તે એટલી બધી ફેલાઇ જાય છે કે દરેક માણસ તે જોઇ શકે છે તોપણ તેને માટે કંઇ ઉપાય ચાલતો નથી, અને રોગ અસાધ્ય થઇ પડે છે. તેટલાજ માટે પોતાનાપર આવી પડવાના સંકટોનું રોમન લોકોએ અગાઉથી ભવિષ્ય બાંધ્યું હતું, અને લડાઇ આઘી ઠેલવાના હેતુથી તેઓ કોઇપણ પ્રકારનું અપમાન સહન કરી ચુપકી મારી જતા નહોતા; કેમકે તેઓ ખાતરીથી સમજતા હતા કે એવી રીત રાખવાથી લડાઇમાં ઉતરવાનું થોડીકવાર મોકુફ રહે, પણ તે કંઇ તદન દૂર થાય નહીં, ને તેમાં પણ વળી સાધારણ રીતે દુશ્મનનેજ લાભ થાય. આવાં કારણને લીધે **ફિલિપ** અને **એન્ટિઓકસ**ને ઇટાલી દેશ ઉપર હુમલો કરવા દેવાને બદલે, ગ્રીસમાં તેઓની સાથે લડાઇ કરવાનું એમણે વધારે પસંદ કીધું.

ખરૂં જોતાં આ બેમાંથી એકેની સાથે તે વખતે લડાઇ કરવાની જરૂર નહોતી; બન્ને લડાઇમાં તે ન ઉતરતે તોપણ ચાલતે, પણ તેમ કરવું તેમને વાજબી લાગ્યું નહીં; કારણ નવા રાજનીતિવેત્તાઓ ઘણીવાર કહે છે કે, 'તરતનો લાભ મળતો હોય તેટલો લઇ લેવો,' એ વાત તેમને કદી પસંદ પડતી નહોતી. પણ તેઓ પોતાની હિમ્મત તથા ડહાપણનો ઉપયોગ વધારે કરતા હતા; કેમકે વખત પોતાનું કામ કર્યો જાય છે, ને કાળે કરી બધી વસ્તુ ધારવા પ્રમાણે થઇ શકે છે. વળી જે પ્રમાણે સુખ તે પ્રમાણે દુઃખ, ને જે પ્રમાણે દુઃખ તે પ્રમાણે સુખ પણ લાવે છે. પણ હવે ફ્રાન્સ વિષે પાછો વિચાર કરીએ, ને ત્યાંના લોકોએ જે કામ કીધું તે, ઉપર આપેલા નિયમને અનુસરતું હતું કે કેમ, તે જોઇએ. આને માટે હું **આઠમા ચાર્લ્સ**નો દાખલો નહીં લઉં, પણ **બારમા લુઇ**નો લઉં છું, કારણકે આ રાજાનાં કામ અને વર્તણુક (**ઈટાલી** દેશમાં તેની સત્તા ઘણા દિવસ રહી હતી તેથી) સઘળા લોકને વધારે જાણીતાં હતાં, અને તે ઉપરથી એવું જણાઇ આવશે કે આવા જુદીજ પ્રકારના રાજ્યને જાળવી રાખવાને જે જે કરવું જોઇએ તેથી ઉલટી રીતે તે વર્ત્યો હતો. આ **લુઇ** રાજાને **વેનશ્યન** લોકોએ **લોમ્બાર્ડિ** પ્રાંત અર્ધો મેળવવાને લોભે બોલાવ્યો હતો. તેણે ચઢાઇ કરવાનું નક્કી કીધું, અથવા ઇટાલી દેશમાં પગપેસારો કરવાની ઇચ્છા કીધી, તે માટે તેને ઠપકો આપવા જેવું હું ગણતો નથી. તે દેશમાં પોતાના સ્નેહી કોઇ ન હોવાથી તથા પોતાની પૂર્વેના **ચાર્લ્સ** રાજાએ લોક સાથે નઠારી વર્તણુક રાખેલી તેને લીધે, કોઇ તેને મદદ કરવા તૈયાર જણાતું નહોતું, તેથી જે મળ્યા તેને પોતાના મિત્ર તરિકે ગણવાની તેને જરૂર પડી. રાજકારભારમાં બીજી બાબતોમાં એ આડો રીતે ચાલ્યો નહોત તો આ ઠરાવથી એને લાભ થતે ખરો; કારણકે **લોમ્બાર્ડિ** તાબે કરવાની સાથેજ **ચાર્લ્સ** રાજાએ ગુમાવેલી આબરૂ, પ્રતિષ્ઠા, ને વૈભવ એને મળ્યાં. **જિનોવા** તેને શરણે આવ્યું, **ફ્લોરન્સ**ના

રાજાએ તેની મૈત્રી બાંધવાની ઇચ્છા બતાવી, **મેન્ચુઆના** માર્કિવસ **ફેરારાના ડ્યુક, બેન્ટિવોલિઓ, મેડમ ડી ફર્લી**, તેમજ **ફેંઝા, પેસારો, રાયમિની, કેમરીનો, પિયોમ્બીનો,** એ સઘળી જગ્યાના લોર્ડો તથા **લુકેસી, પાઈસની, સાનેસી** એ સઘળાઓએ તેની સાથે મિત્રાચારી બાંધવાની માગણી કરવા માંડી. પછી **વેનિશ્યન** લોકો પોતાના અવિચાર માટે પસ્તાવો કરવા લાગ્યા, કેમકે **લોમ્બાર્ડિ**માંના બે શેહેર મેળવવાની ખાતર તેમણે ફ્રાન્સના રાજાને ઇટાલીના બે તૃતીયાંસ ભાગનો ધણી બનાવી દીધો હતો. આવે પ્રસંગે તે રાજાએ ઉપરના નિયમો ધ્યાનમાં રાખી પોતાના સ્નેહી તરીકે ગણાતા લોકોનું સંરક્ષણ કીધું હોત, તો તે દેશમાં તેણે મેળવેલી આબરૂ જાળવી રાખવાનું તેને ઘણું સેહેલું પડત; કારણ તેણે મેળવી લીધેલા લોકોની સંખ્યા મોટી હતી, તોપણ તેઓ નિર્બળ હતા, અને કેટલાક **પોપ**થી ને કેટલાક **વેનિશ્યન** લોકથી બીહીતા હતા, તેથી તેની મદદ રેહેવાની તેમને જરૂર હતી, અને તેમની સહાયતાથી ગમે તેવો શત્રુ આવતે તોપણ તે પોતાનું સંરક્ષણ કરી શકત. પણ **મિલાન**માં દાખલ થયો કે તરતજ તેણે આડાઅવળા રસ્તા લેવા માંડયા; અને તે પોતાની સત્તા નબળી કરે છે તથા પોતાને શરણે આવેલા લોકો તરફ કૃતઘ્નપણું દાખવે છે, તેમજ **પોપ**ની સત્તા ધર્મની બાબતમાં અગાઉથી આટલી બધી જબરદસ્ત હતી, તેમાં આટલો બધો રાજકીય અધિકારનો ઉમેરો કરી તેનું બળ ઘણું વધારી દે છે, એ સઘળાનો વિચાર ન કરતાં, **પોપ એલેકઝાંડર**ના તાબામાં **રોમાના** આવે તેટલા માટે તેને મદદ મોકલવા માંડી. આવી રીતે એક મોટી ભૂલ કરી એટલે **પોપ એલેકઝાંડર**ના લોભનો અટકાવ કરવાની, અને ટસ્કની પ્રાંત તાબામાં લેવાની તેની જે ઇચ્છા હતી તેમાં વચ્ચે પડવાની **લુઈ રાજા**ને જરૂર પડી, અને આ કામ માટે તેને **ઈટાલી**માં પાછા આવવાની ફરજ પડી હતી. પોતાના

મિત્રને છોડી **પોપ**ના અધિકાર તેણે વધાર્યો એટલેથી તે અટક્યો નહીં; પણ **નેપલ્સ**નું રાજ્ય મેળવવાની ઉત્કંઠાથી, તેમાં **સ્પેન**ના રાજા સાથે એણે ભાગ કીધો. આવું કરવાથી ઇટાલીમાં પહેલા તે એકલોજ રાજા હતો તેને બદલે એણે હવે ભાગીદારને દાખલ કીધો, કે જેથી કરીને તે પ્રાંતના લોભીઆ લોકો તથા પોતાના પ્રાંતના નારાજ થયલા લોકો તેની પાસે પ્રસંગ આવે દાદ અને મદદ લેવા જાય. વળી **નેપલ્સ**નો રાજા પોતાના તરફથી આસામી મળતે તે ઉપર ગુજારો કરી પડી રહેતે, તેને તેણે કાઢી મૂક્યો, ને બીજાને રાજા બનાવ્યો, કે જે પાડ માનવાને બદલે પોતાનોજ પગ **નેપલ્સ**માંથી કઢાવે. રાજાઓ પોતાનું રાજ્ય વધારવાની ઇચ્છા રાખે એ દેખીતું ને સ્વાભાવિક છે; અને પોતાની શક્તિ પ્રમાણે કરી શકે તેવુંજ કામ કરવાનું તેઓ હાથમાં લે છે ત્યારે તેઓના વખાણ થાય છે. કંઈ નહીં તો તે માટે તેઓનો કોઇ દોષ કાઢતું નથી; પણ જ્યારે તેવું કામ કરવાની તેઓમાં શક્તિ નહોવા છતાં માથું મારે છે, ત્યારે તેમની નિંદા થાય છે, ને ખરૂં જોતાં તેને તેઓ પાત્ર થાય છે. આ ઉપરથી ત્યારે એટલું સમજવાનું છે કે ફક્ત પોતાનું સૈન્ય લઇ ફ્રાન્સના રાજાએ પોતાની શકિત જોઇ **નેપલ્સ**પર હુમલો કીધો હોત તો તે કરવું યોગ્ય ગણાત; પણ પોતાની એકલાની શક્તિ બહુ નહોતી તો તેનો બીજી જગ્યાએ ઉપયોગ કરવો યોગ્ય નહોતો. **લોમ્બાર્ડિ**માં **વનિશ્યન** લોકો સાથે ભાગ કીધો તે તો બરોબર હતું, કેમકે તેમાં **ઈટાલી**માં પગ પેસારો કરવાનો હેતુ હતો. પણ **સ્પેન**ના રાજા સાથે **નેપલ્સ**માં ભાગ પાડવાનું પહેલાની માફક કારણ નહોતું, તેમ અગત્ય નહોતી; તેથા એ કૃત્ય ખરેખર નિંદા પાત્ર છે. આ ઉપરથી જણાશે કે આ ચઢાઇના સંબંધમાં **લુઇ** રાજાએ પાંચ ભૂલો કીધી. હલકા વર્ગના અમીરોને તેણે નાબુદ કીધા; પડોસના રાજાના રાજ્યમાં તેણે ઉમેરો કરી આપ્યો; પોતાનાજ જેવા બળવાન પરદેશી રાજાને

તેણે મદદ બોલાવ્યો; પોતે જાતે ત્યાં રહ્યો નહીં; અને એક પણ **નવું સંસ્થાન** એણે સ્થાપ્યું નહીં. આ બધી ચુકોથી પોતે જીવતો હતો ત્યાં સુધી કંઇ હરકત આવત નહીં, પણ એણે વળી એક છઠી ભૂલ એ કીધી કે **વેનિશ્યન** લોકોને એણે ઘણા બળહીન કરી નાખ્યા. ધર્મગુરૂનો તેણે પક્ષ લીધો નહોત અને સ્પેનિયર્ડ લોકોને ઇટાલીમાં તેણે બોલાવ્યા નહોત, તો **વેનિશ્યનોનો** ગર્વ નરમ પાડયો તે કંઇ વાજબી કહી શકાત. પણ પોતાનો પહેલો ઠરાવ અમલમાં લાવી, એણે **વેનિશ્યન** લોકોને અધમ સ્થિતિએ પહોંચવા દેવા જોઇતા નહોતા; કેમકે તેઓ જોઇએ તેવી બળવાન સ્થિતિમાં હોત તો તેઓ બીજા કોઇને **લોમ્બાર્ડિ** ઉપર એમને એમ હુમલો કરવા દેતે નહીં. **લોમ્બાર્ડિ** જીત્યા પછી તે તેમને પોતાને સ્વાધીન કરી દેવાની સરતેજ તેઓ બીજી પ્રજાને મદદ કરવાનું કબુલ કરત, પણ **વેનિશ્યનોને** પાછું સોંપી દેવાની ખાતર ફ્રાન્સની પાસેથી કોઇ **લોમ્બાર્ડિ** છિનવી લે એવો સંભવ નહોતો; તેમજ **ફ્રાન્સ** તથા **વેનિશ્યન** બંનેની સાથે તો કોઇ બાથ ભીડવાની હિમ્મત કરતજ નહીં. કોઇ એમ કહેશે કે લડાઇ ચુકવવાની ખાતર **લુઇ** રાજાએ **પોપને રોમાના** આપ્યું, ને **સ્પેનના** રાજાને **નેપલ્સનું** રાજ્ય આપ્યું, તો મારો જવાબ પહેલાના જેવોજ છે કે લડાઇ અટકાવવાને માટે આવી પડેલી આપદા ભોગવવી એ દુરસ્ત નથી, કેમકે એમ કરવાથી લડાઇનો પ્રસંગ સમુળગો જતો રહેતો નથી, પણ ફકત તે લંબાય છે, ને આખરે વધારે નુકસાન સહિત તેમાં ઉતરવુંજ પડે છે. આવી ચઢાઇમાં **પોપને** મદદ કરવાનું રાજાએ વચન આપ્યું હતું, ને વિશ્વાસ આપ્યો હતો, એવું કહેવામાં આવે, તેમજ એવું જાણાવવામાં આવે કે પોતાના લગ્નની ગાંઠ તોડવામાં **પોપે** મદદ કરેલી હતી, તથા પોતાના વચમાં પડવાથી ધર્મગુરૂ પોપે **એમ્બોઇના લીગેટને** મોટો અધિકાર આપ્યો હતો તેનો બદલો વાળવાને આ પ્રમાણે તેને મદદ કીધી હતી, તો તેનો ઉત્તર, 'રાજાનું પ્રમાણિકપણું તથા વિશ્વાસ

અને તે કેટલે દરજ્જે તેને બાધક છે,' તે વિષે હું જે અગાડી કહેવાનો છું તેમાંથી મળી આવશે. ટુંકામાં કહેવાનું એકે પ્રાંતોની છત મેળવવા સારૂ અને તે જાળવી રાખવા સારૂ બીજા રાજાઓએ જે જે નિયમો પાળ્યા છે, અને તેમાં ફતેહ પામ્યા છે, તે તે નિયમો પ્રમાણે ન ચાલવાથી **લુઇ** રાજાએ **લોમ્બાર્ડિ** ગુમાવ્યું હતું. આ કંઇ અસાધારણ વાત નથી, પણ એવા બનાવ રોજ બને છે ને તેનાં કારણો પણ હોય છે. આના સંબંધમાં મને યાદ છે કે **પોપ એલેકઝાન્ડરનો** છોકરો **સીઝર બોર્જિઆ,** જે **વેલેનટિનો** નામથી સાધારણ રીતે ઓળખાય છે, તેના કબજામાં **રોમાના** હતું, તે વેળાએ **નેન્ટીસમાં કાર્ડિનલ ડી એમ્બો-ઇસ** સાથે એક વખત મારે વાદ થયો હતો. એ સંબંધી પુષ્કળ વાદ ચાલ્યો તેમાં તે **કાર્ડિનલે** કહ્યું કે ઇટાલીના લોકો યુદ્ધ કળાથી અજાણ્યા છે; ત્યારે મેં જવાબ દીધો કે ફ્રેન્ચ લોકો પણ રાજનીતિથી તેટલાજ અજાણ છે; કારણકે તેઓ રાજનીતિ ખરેખર જાણતા હોત તો ધર્મગુરૂ **પોપને** આટલે ઊંચે દરજ્જે તેઓ ચઢવા દેતે નહીં. પછવાડેના અનુભવ ઉપરથી માલમ પડયું છે કે ઇટાલીમાં ધર્મગુરૂ વર્ગ અને સ્પેનિયર્ડ લોકો મહાનપદ પામ્યા છે તે ફ્રેન્ચ લોકોને લીધેજ, અને તેના બદલામાં ફ્રેન્ચ લોકોને ત્યાંથી હાંકી કાઢવામાં અને તેમનો અંત આણવામાં કારણભૂત તેઓજ હતા.

આ સઘળી હકીકત કહી તે ઉપરથી એક સામાન્ય નિયમ નિકળે છે અને એમાં અપવાદ ભાગ્યેજ આવી શકે છે. તે નિયમ એ છે કે જે માણસ બીજાની ચઢતીનું કારણ થાય છે તે પોતાની પડતીનું પણ કારણ બને છે; કેમકે તે સામા માણસને પોતાના વર્તન અગર બળને આધારે મોટે દરજ્જે ચઢાવે છે; પણ આખરે તે બન્ને (વર્તન-બળ)ને માટે અથવા તેમાંના એકને માટે વધારેલા માણસના મનમાં ઇર્ષા પેદા થાય છે.



# ભાગ ૪ થો.

## ડેરાયસનું જે રાજ્ય એલેકઝાન્ડરે છિનવી લીધું હતું, તેમાં તેના મુવા બાદ રાજ્ય કરનારાઓ પાસે તે કેવી રીતે ટકી રહ્યું તે વિષે.

નવું મેળવેલુ રાજ્ય જાળવી રાખવામાં જેજે મુશીબત પડે છે તેનો આપણે વિચાર કીધો, તે ઉપરથી સહજ આશ્ચર્ય ઉત્પન્ન થશે કે **એલેકઝાન્ડરે** થોડા વખતમાં **એશિયાનું** રાજ્ય મેળવ્યું, અને પછી તરતજ મરી ગયો, તોપણ તે રાજ્યમાં તેની પછવાડે કંઇ પણ ટંટો ફિસાદ કેમ થયો નહીં; તેમજ પોતાના લોભને લીધે જે અડચણો આવી પડી તે શિવાય કોઇ પણ જાતના ભય વગર સલાહશાન્તિથી લાંબો વખત સુધી તેની પછી આવનાર રાજાઓએ તે રાજ કેવી રીતે ચલાવ્યું ? આનો જવાબ એ છે કે જેજે રાજ્યો સંબંધી આપણને લેખી દાખલાઓ મળે છે તેઓ બે પ્રકારે ચલાવવામાં આવતાં હતાં. પોતે મહેરબાની બતાવી રાજા પોતાના જે નોકરોને મંત્રી બનાવે છે ને પોતાના રાજ્યની વ્યવસ્થા રાખવામાં જેમની મદદ લેછે તેવા નોકરો તથા રાજા પોતે કાં તો રાજ્ય ચલાવે છે, અથવા તો રાજાની મહેરબાનીથી કે બક્ષીસથી નહીં પણ પોતાની જૂની ખાનદાની અને ઉમરાવપણાને લીધે ઊંચી પદવીએ ચઢેલા અમીરો અને રાજા પોતે રાજ્ય ચલાવે છે. આવા અમીરોની કેટલીક હકુમત હોય છે, ને કેટલાક લોકો તેમને તાબે હોય છે, કે જેઓ તેમની સત્તાને આધીન રહે છે, અને તેમને સ્વભાવિક રીતે માન પ્રતિષ્ઠા આપે છે. જે રાજ્યો રાજા અને તેના નોકરો ચલાવે છે તેમાં રાજા વધારે સ્વતંત્ર અને સ્વચ્છંદી હોય છે, કેમકે દરેક જણ તેની સત્તા સર્વોપરી છે એવું

કબુલ કરે છે; અને જો કદાપિ તેઓ બીજાના હુકમ માને છે, તો તે તેમના મંત્રી તરીકેજ માને છે, ને એવા માણસને માટે કંઇ પોતાના મનમાં માન ધરાવતા નથી; મતલબ કે તેઓ તે માણસને માન આપતા નથી, પણ તેની પદવીને માન આપે છે. આપણા ચાલુ જમાનામાં આવા જૂદા જૂદા પ્રકારનાં રાજ્યોના દાખલા ગ્રાંડ સીનિયર અને ફ્રાન્સના રાજાના છે. તુર્કસ્તાનનું આખું રાજ્ય એકજ માણસ ચલાવે છે ને બીજાઓ તો એના નોકર ને ગુલામ છે; કેમકે આખા રાજ્યના પ્રાંતો, જેનું નામ ત્યાં સાંગીયચી પાડેલું છે, તેમાં વિભાગ પાડી પોતાને યોગ્ય લાગે છે તે અધિકારીને મરજી પડે છે ત્યારે મોકલે છે, ને મરજીમાં આવે છે ત્યારે બદલી નાખે છે. પણ ફ્રાન્સનો રાજા અનેક મોટા ઉમરાવોની મદદથી જાણે રાજ્ય ચલાવે છે. આ ઉમરાવની સત્તા લાંબા વખતથી ચાલી આવેલી હોવાને લીધે, તેમજ પોતાની રૈયતનો પોતાના કુટુંબે લાંબી મુદતથી પ્યાર મેળવેલો હોવાને લીધે, તેઓ પોતાનું ઉપરીપણું અને સત્તા જાળવી રાખે છે; વળી તેમની સત્તા ઓછી કરવાનું રાજાના હાથમાં નથી, કેમકે તેવું કરવા જાય તો પોતે ભારે ધાસ્તીમાં આવી પડયા વગર રહે નહીં. તેટલા માટે બન્ને બાબતોનો જે વિચાર કરશે તેને તુર્કીનું રાજ્ય તાબે કરવું વધારે મુશકેલ છે એવું જણાશે; પણ એકવાર તેને તાબે કીધું કે પછી જાળવી રાખવું ઘણું સેહેલું છે. આવી મુશકેલીનું કારણ એ છે કે તે રાજ્યના મોટા લોકો પારકા રાજાને બોલાવતા નથી, તેમજ ઉપર બતાવેલાં કારણોને લીધે પોતાની ચઢાઇમાં સરલતા થાય તેવા પ્રકારની મોટા અધિકારીઓ તરફથી એને મદદ મળવાની આશા રહેતી નથી; કેમકે સઘળા તેના ગુલામો અને આશ્રિતો હોવાથી તેઓ સેહેલથી પોતાના તરફ આવી જતા નથી. વળી એ પ્રમાણે તેઓ તેના પક્ષમાં આવે તોપણ કંઇ વધુ લાભ થતો નથી, કેમકે ઉપર બતાવેલાં કારણોને લીધે તેવા અધિકારી રાજ્યનો મોટો પક્ષ કે ટોળી પોતાની સાથે નવા રાજાની

મદદે લાવી શકતા નથી. તેટલા માટે તુર્ક લોકો ઉપર હુમલો કરવાનો જે વિચાર કરે તેણે તેઓ સઘળા એકસંપી છે, એવું પહેલાથી જાણી રાખવું, અને તેઓની માંહોમાંહિની અવ્યવસ્થા ઉપર આધાર રાખવા કરતાં, પોતાના ખરેખર લડે તેવા સૈન્ય ઉપર આધાર રાખવો: આટલું છતાં પણ, જો એકવાર તેઓને વશ કીધા અને પાછું માથું ઊંચુ કરી શકે નહીં તેવી સ્થિતિએ તેમના લશ્કરને પહોંચાડયા તો પછી કંઇ ધાસ્તી રાખવાનું કારણ રહેશે નહીં; કેમકે રાજાના કુટુંબ શિવાય કોઇના તરફની ધાસ્તી રહે એવું ત્યાં રહેશે નહીં; ને તે કુટુંબનો પણ એકવાર નાશ કીધો એટલે લોકના ઉપર કોઇનો વગ કે સત્તા ચાલવાની નથી; વળી જીત મેળવ્યા પહેલા જેમ તે લોકો ઉપર આધાર રાખવા જેવું નહોતું, તેમ પછીથી તેમના તરફનો ભય રાખવાનું રહેતું નથી. પણ ફ્રાન્સને નમુને જ્યાં રાજ્ય ચાલે છે તેવી જગ્યાએ આથી ઉલટા બનાવ બને છે; કેમકે થોડાક ઉમરાવોને તમારા પક્ષમાં લીધા પછી (ને કેટલાક તો હમેશાં નારાજ તથા ફેરફારની ઇચ્છા રાખનારા નિકળવાનાજ) તમે તે રાજ્યની અંદર તરત દાખલ થઇ શકશો. ઉપર કહી ગયા તે મુજબ તેઓ તમને સેહેલાઇથી દાખલ કરશે, ને તમને જીત મેળવવામાં મદદ કરશે. પણ તમે જે મેળવ્યું હોય છે તેનું રક્ષણ કરવાને તથા તેનો સારી રીતે ઉપભોગ કરવાને તમારા મિત્રોને તેમજ દુશ્મનોને અનેક વિપત્તી ભોગવવી પડે છે ને દુઃખ સહન કરવું પડે છે. વળી રાજાના કુળનો નાશ કરવાથીજ પતતું નથી; કેમકે બીજા નાના સામંતો વગેરે હૈયાત રહેશે, ને તેઓ પ્રસંગ આવે કંઇ બખેડો ઉઠશે તો તેની સરદારી કબુલ કરશે; અને તેવાઓને સંતુષ્ટ રાખવા, તેમજ તેમનો નાશ કરવો અશક્ય હોવાથી એકવાર રાજ્યમાં બંડ જાગતાની સાથે તમને રાજ્યમાંથી કાઢી મૂકશે.

**ડેરાયસ**નું રાજ્ય કેવું હતું તેનો હવે વિચાર કરીયે. તેનું રાજ્ય તુર્કઓના રાજ્ય જેવુંજ હતું અને તેથી **એલેક્ઝાન્ડર**ને તેમની

સાથે લડવાની જરૂર પડી હતી; પણ તેઓને જીત્યા પછી, અને **ડેરાયસ**ના મોત પછી, ઉપર કહેલાં કારણોને લીધે, ઇરાની રાજ્ય તેના તાબામાં સ્વસ્થપણે રહ્યું; અને તેની પછી રાજ્ય ચલાવનારાઓ એકસંપથી વર્ત્યા હોત તો સલાહશાન્તિથી તે રાજ્ય તેમણે ભોગવ્યું હોત, કેમકે તે આખા રાજ્યમાં તેમણે બંડ જગાવેલાં તે શિવાય બીજાં કોઇપણ બંડ થયાં નહોતાં. પણ ફ્રાન્સના જેવી પદ્ધતિવાળાં રાજ્યોમાં આથી ઉલટું છે, અને તેવાં રાજ્ય શાન્તપણે તાબે રાખવાં અશક્ય છે. આવાંજ કારણોને લીધે **સ્પેન**, **ફ્રાન્સ** અને **ગ્રીસ**નાં રાજ્યો **રોમ**ના રાજ્યથી સ્વતંત્ર થઇ ગયાં હતાં; કેમકે તે રાજ્યોમાં જ્યાં સુધી ઘણા પ્રાંતો હતા, ત્યાં સુધી તેમાં રોમન લોકો પોતાનું રાજ્ય ઘણા અનિશ્ચિતપણાથી ચલાવતા હતા, પણ જેમ જેમ તે પ્રાંતોની સત્તા નબળી પડતી ગઇ અને રોમન લોકોનું રાજ્ય ફેલાતું ગયું ને સત્તા વધતી ગઇ, તેમ તેમ રોમન લોકો નવા રાજ્યમાં નિર્ભય થતા ગયા; વળી જૂદા જૂદા પ્રાંતોવાળા પછીથી માંહોમાંહે લડવા લાગ્યા એટલે દરેક રોમન અધિકારી તે પ્રાંતની અંદર પોતાની સત્તાના પ્રમાણમાં લડવાને લશ્કર લાવી શકતો હતો; પછી પોતાના જૂના રાજાનો વંશ નાબુદ થવાથી રોમન લોકો શિવાય બીજા કોઇની સત્તાને આધીન થવાનું એ લોકોને રહ્યું નહોતું. આ સઘળી વાતોનો વિચાર કરવામાં આવશે તો, **એલેક્ઝાન્ડર એશિયા**નું રાજ્ય જાળવી રાખવા નસીબદાર થયો, ને **પીરસ** તથા બીજા રાજાઓએ જે મેળવ્યું હતું તે ટકાવી રાખવાની તેમને ઘણી મુશીબત પડી હતી, એમાં કંઇ આશ્ચર્ય પામવા જેવું જણાશે નહીં; કેમકે જીત મેળવનારના ઓછાવત્તા ગુણને લીધે આવા બનાવ બન્યા નથી, પણ તેવું બનવાનું કારણ તો વિષયનું ભિન્નત્વજ છે.



## ભાગ ૫ મો.

### જીતાયા પહેલાં પોતાના ત્યાંના કાયદાને માનનારાં અને સ્વતંત્ર રીતે વર્તનારાં રાજ્યો તથા શેહેરોપર કેવી રીતે અમલ ચલાવવો તે વિષે.

લાંબા વખતથી સ્વતંત્રતા ભોગવતા આવેલાં હોય અને પોતાના ત્યાંના કાયદાને માનનારા હોય, એવાં નવાં જીતાયલાં રાજ્યોને કબજે રાખવાને ત્રણ ઉપાય કામે લગાડવા પડે છે; પહેલો એ કે તેમનો તદન નાશ કરી નાખવો; બીજો તે રાજ્યમાં જઇને જાતે રહેવું; ત્રીજો ઉપાય એ છે કે તેમના તરફથી વાર્ષિક ખંડણી આવે તેથી સંતોષ માની, તેમના જુના હક અને કાયદામાં ફેરફાર કરવા યત્ન કર્યા વગર તેમને છુટથી તેનો ભોગવટો કરવા દેવો, અને તમારો લાભ સાચવે અને લોકોને તાબે રાખે તથા તેઓમાં સલાહશાન્તિ રહે એવી રીતે કામ કરનારા થોડાક માણસોની એક **રાજસભા** સ્થાપવી. આવી રાજસભા તમારા તરફથી નિમાયલી હોવાને લીધે અને તમારી સત્તા તથા મહેરબાનીથીજ તેઓ રાજસભામાં રહી શકશે એવી તેમની ખાતરી હોવાથી તે બન્નેમાં જેમ બને તેમ વધારો કરાવવા તેઓ ચુકશે નહીં. લાંબા વખતથી સ્વતંત્રતા ભોગવતા આવેલા શેહેરને પોતાના તાબામાં રાખવાનો સુલભ માર્ગ એટલોજ છે કે તે શેહેરના રહીસોને તેમાં નોકરીએ રાખવા. **સ્પાર્ટન** અને **રોમન** લોકોના દાખલા ઉપરથી આ સ્પષ્ટ સમજાશે. **સ્પાર્ટન** લોકોએ **એથન્સ** અને **થીબ્સ** કબજે લીધું, ત્યાર પછી પોતાની મરજી પ્રમાણે ત્યાં **અલ્પજનાધિપત્ય***

* જે રાજ્યપદ્ધતિમાં થોડાક ચુંટી કાઢેલા લોકના હાથમાં રાજ્યસત્તા આપેલી હોય છે તે પદ્ધતિને 'અલ્પજનાધિપત્ય' કહે છે.

સ્થાપ્યું; તેમ છતાં પણ આ શેહેરો તેમના તાબામાંથી પાછાં જતાં રહ્યાં હતાં. **રોમન** લોકોએ **કેપ્યુઆ, કાર્થેજ** અને **ન્યુમાન્શિયા** શેહેરો પોતાના તાબામાં રાખવાના હેતુથી તેમનો નાશ કરી નાખ્યો, અને તેથીજ કરીને તે શેહેરો તેમની પાસે રહ્યાં. પછી **સ્પાર્ટન** લોકોએ કીધેલું તેમ ગ્રીસ દેશના લોકોને પોતાની મૂળની સ્વતંત્રતા ભોગવવા દઇને તથા પોતાના કાયદા પ્રમાણે વર્તવા દઇને **રોમન** લોકોએ **ગ્રીસ** પોતાના તાબામાં રાખવાનું ધારેલું, પણ થોડા સમયમાં તેમને પોતાની ભૂલ માલમ પડી; અને તેથી પોતાની સત્તા જાળવી રાખવાની ખાતર તે દેશના ઘણાં શેહેરોને પાયમાલ કરવાની જરૂર પડી. બેશક આવા કામ માટે મને આજ રસ્તો ઉત્તમ જણાય છે; કેમકે જે કોઇ એકાદું સ્વતંત્ર શેહેર જીતીને તેનો નાશ કરતો નથી, તે મોટી ભૂલ કરે છે, અને થોડા વખતમાં પોતાનોજ નાશ થવાનો સમય આવે છે; કારણકે ત્યાંના વતનીઓ જ્યારે બંડ કરવાની તૈયારીમાં હોય છે, ત્યારે પોતાના પૂર્વજોએ બનાવેલા કાયદા અને સ્વતંત્રતાના શુભ નામથી તેઓ નિર્ભય થઇ જુસ્સામાં આવે છે. આ કાયદા અને આ સ્વતંત્રતા માટેની લાગણી વચમાં ગમે તેટલો વખત ગયો હોય, અથવા જીતનારી પ્રજાએ ગમે તેવી સારી ને માયાળુ વર્તણુંક રાખી હોય, તોપણ નાબુદ થતી નથી. ગમે તેટલી કાળજી રાખી હોય ને ગમે તેટલી સગવડ કરી હોય છતાં, જીતાયલા દેશના લોકોમાં માંહોમાંહે ભિન્નભાવ થાય નહીં, અથવા ત્યાંના વતનીઓ છુટા છુટા થઇ ગયા ન હોય ત્યાં સુધી સ્વતંત્રતાના તેમના જુના હકો સંબંધના વિચારો તેમના મનમાંથી ખસવાના નથી; પરંતુ ઉલટા તે હકો મેળવવાને તેઓ દરેક પ્રસંગે યત્ન કરશે. આના સંબંધમાં **પાઇસા**નો દાખલો બંધબેસતો છે. **ફ્લોરેન્ટાઇન** લોકોના તાબામાં ઘણા દિવસ રહ્યા પછી પણ આ શેહેરે પોતાની સ્વતંત્રતા પાછી મેળવી હતી. પરંતુ જે દેશના અને શેહેરના મૂળના રાજાના કુટંબનો ને વંશનો નાશ કરવામાં આવ્યો

હોય છે, ત્યાંની વાત ન્યારીજ છે; કેમકે એક તરફથી બીજાના હુકમમાં રહેવાની તેમને ટેવ પડી ગઇ હોય છે અને બીજી તરફથી તેમનું અસલ રાજકુટંબ નાશ પામ્યું હોય છે, તેથી નવો રાજા બેસાડવા તેઓ એકમત થઇ શકતાં નથી, તેમજ રાજા વગર સ્વતંત્રપણે રહેવાનું તેમને મુશકેલ પડે છે. આવાં કારણથી સેહેજસાજમાં બંડ કરવા તેઓ તત્પર થતા નથી, તેમ નવો જીતનાર રાજા તેમને સહજમાં ખુશ કરી શકે છે, ને તેઓ રાજી થયા કે પોતે પછી નિર્ભય થાય છે. પરંતુ **પ્રજાસત્તાક** રાજ્યમાં લોકોનો દ્વેષ ઘણો દ્દઢ થયેલો હોય છે, ને તેઓ ગમે તેટલું વેર લેવાથી પણ સંતોષ પામતા નથી. વળી તેઓની પૂર્વની સ્વતંત્રતાનું સ્મરણ થયા કરે છે, તેથી તેઓ કદી શાન્ત થતા નથી કે થઇ શકતા નથી; તેટલા માટે ખરેખરો સલામતી ભરેલો રસ્તો એટલો એજ છે કે તેઓનો પૂરેપૂરો નાશ કરવો અથવા તો તેમના દેશમાં જઇને જાતે રહેવું.

---

## ભાગ ૬ ઠ્ઠો.

## પોતાના સદ્ગુણથી અને શસ્ત્રથી મેળવેલાં રાજ્યો વિષે.

નવા મેળવેલા રાજ્ય અગર સંસ્થાન સંબંધી વિવેચન કરતાં વિશેષ પ્રખ્યાત ઉદાહરણ હું આપું છું, તેથી કોઇએ આશ્ચર્ય પામવાનું કારણ નથી. લોકો ઘણુંખરૂં ગતાનુગતિક હોય છે, એટલે દેખાદેખી કરવાની તેમની વૃત્તિ હોય છે, અને કંઇ પણ ઉદારતાનું કે મહત્વનું કામ કરતી વેળાએ તેવા પ્રકારનો દાખલો બનેલો હોય છે તે પોતાની અગાડી રાખે છે, તથાપિ જે ઉદાહરણનું અનુકરણ કરવાની તેમના મનમાં ઇચ્છા હોય છે, તેની સંપૂર્ણ રીતે બરોબરી

કરી શકાય તેવું હોતું નથી, તેથી કરીને જે પુરૂષોએ મહા પરાક્રમના કામમાં ખ્યાતિ મેળવી હોય તેવા મહાપુરૂષોનાં કૃત્યોનો ડાહ્યા માણસે દાખલો લેવો જોઇએ, અને એવો હેતુ રાખવો જોઇએ કે પોતાના સદ્ગુણ અને શક્તિ તે મહાપુરૂષની બરોબરી કરી શકે નહીં, તોપણ જેટલે દરજ્જે બને તેટલે દરજ્જે તેની બરોબરી કરે અને થોડો ઘણો પણ તેથી ફાયદો થાય. અનુભવી તીરકામઠાવાળા હોય છે, તેઓ તીર મારવાની જગ્યા ઘણી દૂર છે એમ જોઇ, પોતાના ધનુષ્યની કેટલી શક્તિ છે ને તે તીર કેટલે દૂર જઇ શકશે તે જાણે છે તેથી ખરેખર જોઇએ તેના કરતાં વધારે દૂરની જગ્યાની નેમ તાકે છે. આમ કરવામાં તેમનો હેતુ તીર વધારે દૂર ફેંકવાનો નથી હોતો, પણ જરા દૂરની નેમ તાકવાથી તીર ધારેલી જગ્યાએ જઇ પહોંચે એવો હોય છે.

આ ઉપરથી સમજાશે કે એકાદ ઉગતા રાજાએ કોઇ રાજ્ય નવું જીત્યું હોય તો તે તાબામાં રાખવાની તેને થોડી ઘણી મુશીબત પડે છે. કારણકે થોડે કે ઘણે અંશે દૈવયોગથીજ એવા પુરૂષે રાજ્ય મેળવ્યું હોય છે. એક સાધારણ મનુષ્યની સ્થિતિવાળાને રાજ્યપદ મેળવવાને ઉત્તમ સદ્ગુણ અગર નસીબ એ બેમાંથી એકના ખાસ જરૂર છે; તો જ્યાં બન્ને ભેગાં મળ્યાં હોય, ત્યાં નવું જીતેલું રાજ્ય લાંબો વખત સુધી કબજામાં રાખવું ઘણું સહેલું પડે છે; છતાં જેનું નસીબ બળવાન નથી હોતું, તેવાઓએ વધારે લાંબી મુદત સુધી રાજ્ય ભોગવ્યું હોય એવું પણ બનેલું છે. તેજ પ્રમાણે રાજાને બીજી સારી જગ્યા રહેવાની ન હોવાથી નવા જીતેલા રાજ્યમાં રહેવું પડે છે, ત્યારે તેની તરફનો ઘણો ત્રાસ ઓછો થાય છે. પણ નસીબ ઉપર આધાર ન રાખતાં પોતાના સદ્ગુણના બળથી જે એવી પદવી પામ્યા હોય છે, એવા લોકોનાં ઉદાહરણ ખોળતાં ઉત્તમ અને ઘણાજ જગપ્રસિધ્ધ **મોઝીઝ, સાયરસ, રોમ્યુલસ, થીસ્યસ** વગેરેનાં છે. આ સઘળા પૈકી ઇશ્વરના પોતાના હુકમ અમલમાં લાવનાર

તરીકે ગણીને **મોઝીઝ**ને વાજબી રીતે બાદ કરી શકાય, પરંતુ બીજા કશાની ખાતર નહીં તોપણ ઇશ્વર સાથે પરિચયમાં આવવા શક્તિમાન થવા જેટલા તેનામાં કંઇ ખાસ ગુણ હતા, તેની ખાતર પણ તેનું નામ આમાં ગણવા યોગ્ય છે. પણ **સાયરસ** અને જે બીજા મોટા મોટા જીત મેળવનારા તથા નવાં રાજ્ય સ્થાપનારા થઇ ગયા, તેમના સંબંધી વિચાર કરતાં જણાય છે, કે તેઓ અસાધારણ ગુણવાળા હતા; તેમનાં ચરિત્ર અને પરાક્રમ તપાસતાં માલમ પડે છે કે અનુપમ ધણીની જેને સહાય હતી તેવા **મોઝીઝ** અને તે સઘળાઓમાં મોટો ભેદ નહોતો; કારણ તેમની વાતચિત, જીત અને કૃત્યો ઉપરથી ખુલ્લું જણાય છે, કે તેઓ નસીબને આધારે ચઢયા નથી, પણ તેમને પસંદ પડતી રાજ્યપધ્ધતિ સ્થાપન કરતી વેળાએ જે સંધી અને યોગ આવ્યાં તેનો લાભ લેવા તેઓ ચુકયા નહીં, તેથી તેઓ મહાનપદ પામી શકયા. વળી આવા પ્રસંગ ન આવ્યા હોત તો તેમનું શૌર્ય જેમ જાણવામાં આવત નહીં, તેમ તેઓ ઉદારવૃત્તિના ન હોત ને તેવા પ્રસંગનો લાભ ન લેતે તો એવા પ્રસંગ પણ નકામાજ જતે.

**ઇઝ્રરાયલના** લોકો **મોઝીઝના** તાબામાં આવ્યા પછી પોતાનો છુટકો કરાવવા તેઓ તેના હુકમ પાળવાની હા પાડે, તેવા કારણને માટે તેમને **ઈજીપ્ત**માં કેદ કરી રાખવાની જરૂર હતી. પછવાડેથી રોમનો રાજા થાય અને તે મોટા રાજ્યનો સ્થાપનાર થાય, તેને માટે **રોમ્યુલસ**ને **આલ્બો**માંથી કાઢી મૂકવાની, અને નાની ઉમરમાંજ જંગલી હિંસક પશુના સપાટામાં આવે એવી સ્થિતિમાં મૂકવાની જરૂર હતી. તેજ પ્રમાણે **મિડિસ** લોકોના જુલમથી **ઈરાની**ઓ બળવો ઉઠાવે, અને લાંબા વખતની શાન્તિને લીધે **મિડિસ** લોકો નિર્બળ અને બાયલા બની જાય, એ વાત **સાઈરસ**ને લાભ કરનારીજ હતી. **એથીનિયન** લોકોપર સંકટ આવવાથી તેઓ ગભરાટમાં પડયા ન હોત તો **થીસ્યસ**ને પો-

તોનું ડાહાપણ અને ઔદાર્યવૃત્તિ પ્રગટ કરવાનો પ્રસંગ આવતજ નહીં: આવા મોટા પ્રસંગો આવવાથી તે મોટા માણસો પ્રખ્યાતિ મેળવી શકયા હતા, અને પોતાના દેશની વૃદ્ધિ કરવાને તથા તેની કીર્ત્તિ વધારવાને એવા પ્રસંગનો લાભ કેવી રીતે લેવો એ તેઓ પોતાના ડહાપણના બળથી જાણતા હતા. તેટલા માટે જ્યારે ઉપર જણાવેલા રાજાઓની માફક પોતાના સદ્દગુણથી જેઓ ઊંચું પદ પામે છે, તેઓને પોતાના હેતુ પાર પાડવામાં ઘણી મુશીબતો નડે છે, પરંતુ એકવાર હેતુ પાર પડયો કે તેઓ પોતાની સત્તા સેહેલાઇથી જાળવી રાખી શકે છે. પોતાની સત્તા બેસાડવાને માટે ને તેની સલામતીને માટે નવા કાયદા અને નવા રિવાજ તેઓને દાખલ કરવાની જરૂર પડે છે, ને તેથીજ કરીને કેટલેક દરજ્જે શરૂઆતમાં મુશકેલી વેઠવી પડે છે. આટલી વાત ધ્યાનમાં રાખવાની છે કે પોતાના જાતિ પરાક્રમથી રાજ્યપદ મેળવવું અને નવા કાયદાનો અમલ ચલાવવો એના જેવું માથે લેવામાં વિકટ, ફળીભૂત થવામાં અનિશ્ચિત, અને વ્યવસ્થા રાખવામાં જોખમ ભરેલું કામ એકે નથી કારણકે એ પ્રમાણે જે રાજા નવા કાયદા દાખલ કરવા માગે છે તે જુના કાયદાથી જેને જેને લાભ થતો હતો તે સઘળાનો દુશ્મન થાય છે, અને નવા કાયદાથી લાભ મેળવવાની જેઓ ઇચ્છા રાખે છે તેઓ તેની તરફેણ કરવામાં થંડા રહે છે; કેમકે એવા માણસને એક તો પોતાના જાતિભાઇઓની ધાસ્તી રહે છે અને બીજું એ કે જ્યાં સુધી નવીન બાબતથી ફાયદા થાય છે એવું અનુભવ સિદ્ધ જણાતું નથી, ત્યાં સુધી લોકો સ્વાભાવિક રીતે શંકાશીલ રહે છે. આ ઉપરથી સિદ્ધ થાય છે કે જુના કાયદાની તરફદારી કરનારાને સામા થવાની તક મળે છે કે તરતજ તેઓ ઘણો જુસ્સો તથા ચપળતા બતાવે છે; પણ તેની સામે બચાવ કરવામાં આવે છે તે એવો તો નિર્માલ્ય તથા નિરૂત્સાહી હોય છે કે નવો રાજા અને તેના સાથીઓ તથા મળતીઆઓનો ઘણો ભાગ નાશ

પામે છે. તેટલા માટે આ બાબત વધારે સ્પષ્ટ થવા સારૂ એટલું જોવું જોઇએ કે, આ નવા કાયદા દાખલ કરનારાઓ પોતાની હિમ્મતથીજ કામ કરે છે, કે બીજાની કુમકે કૂદે છે; એટલે કે પોતે મીઠાસ રાખી પોતાનું કામ કઢાવે છે કે પોતાનામાં ખરૂં શૌર્ય છે તે બતાવવા માગે છે. જો તે ફક્ત મીઠાસથી કામ કાઢવા માગતા હશે તો સામાન્ય રીતે તેમની અટકલ ખોટી પડે છે, ને તેમની ધારણા કવચિતજ પાર પડે છે. પણ જ્યારે તેઓ પોતાના શૌર્યથી કામ કરવાની ઇચ્છા રાખતા હોય અને સામા માણસને પોતાને તાબે રાખે તેવી તેમનામાં શક્તિ હોય છે, તો તેમને કંઇ ધાસ્તી રાખવાનું કારણ રહેતું નથી, અને ઘણીવાર પોતાના કામમાં ફતેહ પામે છે.

વિશેષ ખુલાસા માટે ખ્રિસ્તી ધર્મના ધર્મશાસ્ત્રમાં જોઇશું તો માલમ પડશે કે જે ધર્મોપદશેકો પાસે શસ્ત્ર હતા, અને બીજાને તાબે કરવાની જેમનામાં શક્તિ હતી, તેઓ ધર્મનો સુધારો દાખલ કરવાના કામમાં ધાર્યા મુજબ ઘણે દરજ્જે ફતેહ પામ્યા હતા; પણ જેઓ ફકત મીઠું મીઠું બોલી ઉપદેશથીજ ધર્મ બદલાવવાની ઇચ્છા રાખતા હતા તેઓ મોતના પંજામાં સપડાયા, તથા દેશનિકાલની શિક્ષા પામ્યા. ઉપર બતાવેલાં કારણ શિવાય આનાં કારણ એ છે કે લોકોનાં મન અસ્થિર હોય છે, અને એકાદ નવા મત તરફ તેઓ ઝટ વળે છે, પણ લાંબા વખત સુધી તે મતને તેઓ વળગી રહેતા નથી; તેટલા માટે તેમની આસ્થા લુલી થવા માંડે કે જોરજુલમથી તે મતને વળગી રહેવાની તેમને જરૂર પાડવામાં આવે એવી રીતની ગોઠવણ કરવી જોઇએ. **મોઝીઝ, સાઈરસ, થીસ્યસ,** અને **રોમ્યુલસ** એ લોકોમાં પોતાના નવા કાયદા લાંબો વખત સુધી પળાવવાની શક્તિ હોત નહી, તો તેવા કાયદા લાંબી મુદ્દત સુધી અમલમાં રહેતે એ સંભવતું નથી. આનાથી ઉલટું ઉદાહરણ હાલના ઇતિહાસમાંથી મળી આવે છે. **ફલોરન્સ**ના લોકોએ **ફ્રાયર જેરોમ સાવોનારોલા**ને તજી

દેવાની તૈયારી કરી કે પોતાના નવા કાયદાને લીધે તેનો નાશ થયો, કારણકે પોતાના મતને જેઓ મળતા હતા તેમનો તે પોતા તરફ વિશ્વાસ કાયમ રાખી શકયો નહીં, અને જેઓ વિરૂદ્ધ મતના હતા તેમને પોતાના પક્ષમાં લાવવાની તેનામાં શક્તિ નહોતી. આવાં કારણોને લીધે આવા માણસોને પોતાનાં કાર્ય સાધવામાં ઘણી ભારે મુશકેલી નડે છે. કેટલાક અસાધારણ સદ્‌ગુણ અને પ્રતાપ વડેજ તેઓ સઘળી ધાસ્તી દૂર કરી શકે છે; તેમ છતાં પણ એકવાર અડચણ દૂર કીધી અને કેટલેક અંશે લોકો તેમને માન આપવા લાગ્યા, અને તેમની વૃદ્ધિ જોઇ જેઓ ઈર્ષા કરતા હોય તેમને તાબે કીધા, કે પછી તેઓ માન પામે છે, સુખ ભોગવે છે, તેમનો અમલ દૃઢ રહે છે, ને તેમના બળથી લોક દબતા રહે છે. ઉપર આપેલા પ્રસિદ્ધ ઐતિહાસિક દાખલા ઉપરાંત એક વધારે અત્રે આપવાની જરૂર જણાય છે. આ દાખલો તેમના જેટલો પ્રસિદ્ધ નથી છતાં તેમના જેટલોજ આ બાબતમાં લાગુ પડતો છે. **સાયરાક્યુસ**નો **હાયરો** સાધારણ સ્થિતિમાંથી રાજપદ પામ્યો હતો, ને તેને માટે ફકત નસીબે તેને સહાય કીધી હતી તેમ નથી, પણ પ્રસંગનો લાભ તેણે લીધો હતો, કેમકે **સાયરાક્યુસ**ના લોકો ઉપર જુલમ ગુજરવા લાગ્યો, ત્યારે તેમણે તેને પોતાના સેનાપતિ તરીકે પસંદ કીધો. આ કામ તેણે એટલી બહાદુરીથી ને હોશિયારીથી કીધું કે તેમના રાજાની પદવી લેવાને તે સંપૂર્ણ રીતે લાયક જણાયો; કારણકે તે ઘણો સદ્‌ગુણી, શાણો અને સર્વગુણ સંપન્ન હતો; તેમજ જેમણે તેનો ઇતિહાસ લખેલો છે તેઓએ જણાવ્યું છે કે ખાનગી ગૃહસ્થ તરીકે પણ તેનામાં બીજી કોઇ વાતનું કમીપણું નહોતું. તેના તાબામાં એક રાજ્ય સોંપવાથી તે સહજમાં એક સર્વોત્કૃષ્ટ રાજા થાય તેવું હતું. આ **હાયરો**એ જુના સૈન્યને તાબે કીધું, અને નવું ઉભું કીધું; જુના રાજાઓનો સબંધ તોડી નાખ્યો, ને નવા સાથે સ્નેહ બાંધ્યો; આ પ્રમાણે

પોતાનાજ સ્નેહીઓ અને લશ્કરના બળરૂપી પાયા ઉપર પોતાને યોગ્ય લાગી તેવી ઇમારત બાંધવાને તે શક્તિમાન થયો. આ રીતે કામ કરવાથી સત્તા મેળવવામાં તેને ઘણો પ્રયાસ કરવો પડયો ખરો, તોપણ તે રાજ્ય ચલાવવામાં તેને ઘણીજ થોડી અડચણ નડી.

## ભાગ ૭ મો.

### બીજા લોકોની મદદથી તથા આકસ્મિક કારણથી મળેલાં નવાં રાજ્યો વિષે.

સાધારણ સ્થિતિના જે ગૃહસ્થોને રાજ્યપદ મળે છે, અને જેઓ ફક્ત નસીબના બળથી ઘણી મહેનત વગર તે પદવી પામે છે, તેઓને અગરજો તે રાજ્ય જાળવી રાખવાને ઘણું ભારે પડે છે, તોપણ તે મેળવતી વખતે ઘણીજ થોડી અડચણ પડે છે. આટલું છતાં જ્યારે તેઓ મેળવેલા રાજ્યનું સ્થાયીપણું જાળવવા પ્રયત્ન કરે છે, ત્યારે તેમનું દુઃખ શરૂ થાય છે. આવા પ્રકારના મનુષ્યો લાંચ આપીને અથવા બીજા કોઇ મોટા રાજાની મેહેરબાનીથી ઊંચી પદવી મેળવી શકે છે. આવા બનાવો **ગ્રીસ** દેશમાં **આયોનિયા**ના શેહેરોમાં, અને **હેલેસ્પોંટ**માં ઘણા બન્યા છે. આ જગ્યાઓમાં પોતાનાં વિશેષ રક્ષણ તથા કીર્તિની ખાતર **ડેરાયસે** તેમને રાજ્યપદ આપેલું હતું. સૈન્ય ફિતુરી થવાથી પણ કેટલાકને મોટા રાજ્યની શેહેનશાહત મળેલી છે. આવા રાજાઓ, જેમણે રાજ્યપદ મેળવવામાં તેમને મદદ કરી હોય છે, તેમની મરજી ને નસીબ ઉપર આધાર રાખીનેજ રહેલા હોય છે. વળી આ બન્ને બાબત ઘણી અગત્યની છતાં અનિશ્ચિત હોય છે, અને તે રાજામાં, પોતાનું રાજ્ય

લાંબો વખત ટકાવી રાખવાને જરૂરનાં સાધન જે જ્ઞાન ને શક્તિ, તે બે પણ હોતા નથી. જ્ઞાન ન હોવાનું કારણ એટલુંજ કે તે રાજા અસાધારણ સદ્ગુણવાળો હોવા શિવાય લોકો ઉપર કેવી રીતે રાજ્ય ચલાવવું એની તેને ખબર હોતી નથી; કેમકે પૂર્વે તે રાજા નહોતો પણ સાધારણ માણસ જેવોજ હતો; તેનામાં આવી શક્તિ નથી હોતી તેનું કારણ એટલુંજ કે તેની પાસે વિશ્વાસુ અને સહાય કરવામાં ઉદ્યુક્ત એવું સૈન્ય નથી હોતું. વળી સૃષ્ટિમાં બીજી બધી બાબતો જેમાં વૃદ્ધિ ને સુધારો ઘણો ઝડપથી થતો હોય છે, તેની માફક જે સંસ્થાનો એકાએક જીતાય છે, તેનાં મૂળ ઉંડાં જતાં નથી. પણ જરાક અનિષ્ટ થાય છે, કે તે રાજ્ય નાશ પામે છે; પણ એકાએક એવી પદવીએ પહોંચનારાઓ, નસીબે તેમના અખત્યારમાં મૂકેલી વસ્તુ ડહાપણથી જાળવી રાખવાના પ્રયત્ન કરે, અને ઉપર બતાવેલા દાખલામાં બીજાઓએ કીધું છે, તે પ્રમાણે તે લાંબી મુદ્દત સુધી ટકી રહે એવા પ્રકારના ઉપાય યોજવા માંડે, તો તેમનું સ્થાયીપણું રહેવાનો સંભવ રહે છે. સદ્ગુણ અથવા સારા નસીબથી મળેલા અધિકારના સંબંધમાં તાજા બનેલા બે દાખલા હું અહીં આપું છું: એક **ફ્રાન્સિસ સ્ફોર્ઝા**નો અને બીજો **સીઝર બોર્જિયા**નો. અસાધારણ સદ્ગુણથી તથા ન્યાય માર્ગે ચાલવાથી **સ્ફોર્ઝા મિલાન**નો **ડ્યુક** થયો હતો, અને અગરજો **મિલાન** મેળવવામાં તેને ઘણી મુશીબત પડી હતી, તોપણ તે તેની પાસે લાંબી મુદ્દત સલાહશાન્તિમાં રહ્યું હતું. એથી ઉલટી રીતે **બોર્જિયા**, જે સાધારણ રીતે **વેલેન્ટાઈન**ના **ડ્યુક**ના નામથી ઓળખાતો હતો, તે પોતાના પિતા **પોપ એલેક્ઝાન્ડર**ની સત્તાને આધારે કેટલાંક સારાં સંસ્થાન મેળવી શક્યો હતો; પરંતુ અનેક પ્રકારના ઉદ્યોગ કરવા છતાં, અને ડાહ્યા અને શુરા રાજાએ બીજા લોકોના શસ્ત્રના બળથી તથા નસીબના બળથી મેળવેલી પદવી કાયમ રાખવા સારૂ અવશ્ય કરવાં જોઇએ, તેવાં સઘળાં પ્રયત્ન તેણે કીધાં

તે છતાં, તેના પિતાના મૃત્યુ પછી તે સઘળાં તેણે ગુમાવી દીધાં. કેમકે ઉપર કહ્યું છે તે મુજબ જે વખતસર પાયો નાખતો નથી, તે ઇમારત બાંધી શકે છે ખરો, પણ તેથી તે બાંધનારને મુશીબત ઘણી પડે છે, ને ઇમારત પણ ધાસ્તી ભરેલી સ્થિતિમાં રહે છે. તેટલા માટે આ **ડયુક**ની આખી કારકીર્દી તપાસવામાં આવશે તો જણાશે કે, પોતાના ભવિષ્યના રાજ્યને માટે તેણે કેવો સંગીન પાયો રચ્યો હતો. એક નવા રાજાને **વેલેન્ટાઇન**ના **ડયુક**નાં કૃત્યોના દાખલા કરતાં બીજો કોઇપણ સારો દાખલો બતાવવા જેવો નથી, તેથી તેની કારકીર્દીનું વિવેચન અહીં કરવાની અવશ્ય જરૂર જણાય છે. વળી તેણે કરેલી વ્યવસ્થા અને લીધેલા ઉપાયથી તેને પોતાને લાભ થયો નહીં, તોપણ તેમાં તેનો પોતાનો દોષ ગણવા કરતાં, દુર્દૈવથી એ પ્રમાણે થયેલું માનવું જોઇએ.

પોતાના પુત્ર **ડયુક વેલેન્ટાઇન**ને ઊંચી પદવીએ ચઢાવવાની **પોપ એલેક્ઝાન્ડર છઠ્ઠા**ની ઘણી ઇચ્છા હતી, પણ તેમ કરવામાં ચાલુ તથા ભાવી ઘણી અડચણો અને મુશીબતો તેને જણાઇ. ધર્મખાતા ઉપર જેનો આધાર ન હોય તેવા કોઇ સંસ્થાનનું રાજ્યપદ અપાવવાનો રસ્તો એને કંઇ સુઝયો નહીં; અને જે સંસ્થાનો એના તાબામાં હતાં, ને જેની બક્ષીસ તે આપી શકે તેમ હતું, તેના સંબંધમાં એની ખાતરી હતી કે **મિલાન**નો **ડયુક** અને **વેનિશ્યન** લોકો તે માટે હા પાડશે નહીં; કેમકે **ફેન્ઝા** તથા **રિમીનમ** એ બન્ને પહેલાંથી **વેનિશ્યન** લોકોને આશ્રયે ગયાં હતાં. વળી એ જાણતો હતો કે ઇટાલીનું લશ્કર, અને તેમાં ખાસ કરીને તેને મદદ કરી શકે તેવો ભાગ, **પોપ**નું જોર વધતું અટકાવવાની ઇચ્છા રાખનારા, **ચુર્સિની** તથા **કોલોનેસી** અને તેમના માણસો જેવાના તાબામાં હતો, અને તેથી કરીને તે તેમના ઉપર ઘણો વિશ્વાસ રાખી શકે તેમ નહોતું. આ શિવાય ઇટાલીનો કોઇપણ પ્રાંત પોતાના તાબામાં લેતા પહેલાં તેના બધા પ્રાંતોના

માંહોમાંહેના સ્નેહસંબંધમાં તથા તેમના કાયદામાં ખલેલ પડયા વગર રહે તેમ નહોતું; બાકી તેમ કરવામાં તેને મુશકેલી પડે તેમ નહોતું; કેમકે **વેનિશ્યન** લોકોએ પોતાના ખાનગી લાભને માટે **ફ્રેન્ચ** લોકોને **ઈટાલી**પર બીજો હુમલો કરવા બોલાવ્યા હતા, તે વખતે **પોપ** તેમની વિરૂદ્ધ ન થયો એટલુંજ નહીં, પણ **રાજા લુઇ**ના પહેલાં લગ્ન તોડી નાખવા તેણે મંજુરી આપી તેને મદદ કરી હતી. તેટલા માટે **વેનિશ્યન** લોકોની મદદથી અને **એલેકઝાન્ડર**ની પરવાનગીથી **આલ્પસ** પર્વત ઓળંગીને **લુઇ** ઇટાલીમાં આવ્યો, અને **મિલાન**માં દાખલ થયો કે તરતજ તેણે **રોમાના** શેહેરપર ચઢાઇ કરવા સારૂ **પોપ**ની મદદ લશ્કર મોકલ્યું. **લુઈ**નું લશ્કર આવેલું જાણી **રોમાના** તરતજ તાબે થઇ ગયું. આ પ્રમાણે **ડયુકે રોમાના** તાબે કીધું, અને **કોલોનેસી** લોકોનો પરાભવ થવાથી જેટલું મળ્યું તેથી સંતોષ ન માનતા, વધારે જીતો મેળવવાનો તેને લોભ થયો; પરંતુ બે બાબતની તેને અડચણ નડી; એક તો એના પોતાના લશ્કર માટે અણવિશ્વાસ અને બીજું **ફ્રેન્ચ** લોકોનું વિરૂદ્ધપણું; કેમકે **ચુર્સિની** લોકોનું લશ્કર, જે એની નોકરીમાં હતું તેમને માટે એને અણવિશ્વાસ હતો, અને એને ધાસ્તી લાગતી હતી કે જરૂરને પ્રસંગે તેઓ એને મદદ કરશે નહીં, અને તેને જીત મેળવતાં અડચણ કરશે, અગર મેળવેલા મુલક લઇ લેશે; આવીજ જાતની ધાસ્તી તેને ફ્રેન્ચ લોકો તરફની હતી. ત્યાર બાદ **ફેન્ઝા**નો નાશ કીધા પછી **બોલોના**પર હુમલો કરતી વેળાએ લડાઇનો પ્રસંગ આવ્યો, ત્યારે **ચુર્સિની** લોકોને પાછળ પડતા જોયા ને ઉત્સાહથી મદદ કરતા ન જોયા, ત્યારે તેમના પરથી એનો ભરોસો તદન ઉઠી ગયો. વળી **અર્બીનની ડચી** કબજ કરી **ટસ્કની**પર એણે હુમલો કીધો ત્યારે **લુઈ રાજા**એ એને અટકાવ્યો, તે ઉપરથી તેનું વલણ કેવું હતું તે એના જાણવામાં આવ્યું. આવા બનાવો ઉપરથી નસીબ અને પારકા લોકો ઉપર

આધાર ન રાખવાનો **ડયુકે** નિશ્ચય કીધો, ને તેને માટે **રોમમાં** **ચુર્સિની** અને **કોલોની** લોકોના પક્ષ નબળો પાડવાનો ઉપાય તેણે યોજવા માંડયો. આ કામ માટે તેણે તેમના પક્ષના સારા સારા માણસોને ફોડયા, અને દરેકની શક્તિ ને હોશિયારી પ્રમાણે તેમને અધિકાર અને લશ્કરી ઓદ્ધાઓ આપી, તેમને પોતાના તાબામાં નોકરીઓ આપી. આ પ્રમાણે કરવાથી સામા પક્ષ માટે તેમને લાગણી રહી નહીં, અને તેઓ **ડયુકના** પક્ષમાં સામેલ થઈ ગયા. ત્યાર પછી **કોલોની** લોકોની માફક તેણે **ચુર્સિની** લોકોને પોતાના પક્ષમાં લઈ લેવાનો લાગ શોધવા માંડયો. આવો લાગ તેને સારે નસીબે મળી આવ્યો, તેમ તેનો લાભ પણ એણે જોઇએ તેવો લીધો. આ બનાવ નીચે મુજબ બન્યો: છેક આખર આવી ત્યારે **ચુર્સિની** લોકો સમજ્યા કે **ડયુક** અને **ચર્ચનું** મહત્વ વધવાથી તેમને પોતાને હાનિ થાય છે; અને તે ઉપરથી **પેરૂજિયામાં** **મેગિયોન** નામની જગ્યામાં તેઓએ સભા ભરી, ને તેના પરિણામ તરીકે **અર્બિનનું** બંડ થયું, તથા **રોમાનામાં** ગડબડ ઉઠી, તે ઉપરાંત સેંકડો પ્રકારનાં સંકટ **ડયુકને** માથે આવી પડયાં. આટલું છતાં પણ **ફ્રેન્ચ** લોકોની મદદથી સઘળાં સંકટને તે દૂર કરી શકયો, અને પોતાની પ્રતિષ્ઠા જાળવી શકયો; પણ પારકા રાજ્યના લોકોપર વારે ઘડીએ ઉપકાર કરવાનાં સાધન તેની પાસે ન હોવાથી લાંબો વખત સુધી તેમની મદદ લેવી એ એને ઠીક લાગ્યું નહીં; તેથી તેણે એક નવી યુક્તિ રચી. **સીનિયર પોલો** નામનો એક ગૃહસ્થ હતો તેને પૈસા, અમૂલ્ય ચીજો તથા ઘોડા બક્ષીસ કરી તેની સાથે તે એવી સારી રીતે વર્ત્યો, કે તે પોતે ઘણો પ્રમાણિક છે એવું તેના મનમાં ઠસ્યું. આ **સીનિયર પોલો** વચ્ચે પડ્યો તેથી તે **ચુર્સિની** લોકો એના સમજાવ્યાથી તેની સાથે **સિનિગાગ્લિયા** આવ્યા, અને તેણે તેમને **ડયુકને** સ્વાધીન કીધા. આવી યુક્તિ પ્રયુક્તિથી પોતાના મુખ્ય દુશ્મનોનો નાશ કીધો, તથા તેમના મળતીયાને વશ કીધા,

અને **રોમાના** તથા **અર્બિનની ડચી** મેળવીને, તેમજ ત્યાંના લોકોને ભવિષ્યમાં સુખ મળે તેવાં થોડાંક સાધન આપી ખુશી કરીને તેણે પોતાના રાજ્યપદનો પાયો મજબુત કીધો. આ સબંધી હકીકત અનુકરણ કરવા જેવી હોવાથી તે અહીં જણાવ્યા વગર રહેવા દવી યોગ્ય નથી. **રોમાના** પોતાના તાબામાં આવ્યા પછી, એના જાણવામાં આવ્યું હતું કે નબળા અને હલકા સરદારોએ તેમાં અમલ ચલાવતી વેળાએ ઘણો જુલમ ગુજાર્યો હતો; વળી તેમના સમયમાં ત્યાં સંપ નહોતો પણ કુસંપ ઘણો ચાલ્યો હતો; અને તે પ્રાંતમાં બંડ, ચોરીઓ ને અવ્યવસ્થા ઘણી ચાલી રહી હતી. રાજાને તાબે થાય, ને તેમના માંહોમાંહેનો કુસંપ ઓછો થાય તેને માટે એક સારો સુબો નિમવાની એને જરૂર લાગી. આ ઉપરથી **રેમિરો-ડી ઓર્કો** નામના એક ક્રુર અને તામસી માણસને સ્વતંત્ર સત્તા આપી ત્યાં નિમણુક કીધી. **ઓર્કો**એ થોડાજ વખતમાં સઘળે શાન્તિ પ્રસરાવીને ઘણું માન મેળવ્યું. પછી આટલી બધી સત્તા એક માણસને આપવાથી લોકો લાંબી મુદ્દત સુધી ખુશી રહેશે નહીં, તેવું ધારીને તેણે તે પ્રાંતમાં એક રાજ્યસભા સ્થાપન કરી, અને તેમાં દરેક શેહેરના પ્રતિનિધિ ચુંટી કઢાવી દાખલ કીધા, તથા એક સારામાં સારા માણસને તેના અધ્યક્ષ તરીકે નિમ્યો. પાછલા કાળમાં તેણે ઘણી ક્રૂરતા વાપરી હતી, અને તેજ સબબથી તેના ઘણા દુશમન પણ થયા હતા, એ વાત એના સમજવામાં આવ્યાથી પોતાને માટે બંધાયલો ખરાબ મત દૂર કરાવવા તથા લોકોની પ્રીતિ સંપાદન કરવા સારૂ એની એવું બતાવવાની ઇચ્છા હતી, કે તેમના ઉપર કોઇપણ પ્રકારનો જુલમ ગુજર્યો હોય તો તે તેના પોતાના તરફનો નહોતો, પણ પોતાના પ્રધાન **ઓર્કો**નાં ઉદ્ધત કૃત્યોને લીધે હતો. પછી એ બાબતમાં તેમની સંપૂર્ણ ખાતરી કરવા સારૂ એણે એ સુબાને કેદ કરાવ્યો અને **કેસેના**માં ભર બજારમાં તેનું માથું વઢાવી નાખ્યું. આ વખતે તેની એક

બાજુએ લાકડાની કટાર રાખી હતી, અને બીજી બાજુએ લોહીથી ખરડાયેલો ચપ્પુ રાખ્યો હતો. આવો ક્રૂર અને ભયાનક દેખાવ જોઈને લોકો શાન્ત પડી ગયા એટલુંજ નહીં, પણ કેટલોક વખત સુધી અચંબામાં ગરકાવ થઇ ગયા. પછી પોતાની સ્થિતિ જોઈએ તેવી બળવાન થઇ, અને ચાલુ સમયમાં કંઇ ધાસ્તી રાખવા જેવું નથી એવું ડ્યુકને લાગ્યું, તથા પોતાના પડોશીઓ તેને કોઇ પણ રીતે નુકસાન કરી શકે તેટલી શક્તિવાળા રહ્યા નહોતા, તે ઉપરથી નવી જીતો મેળવવાની તેને ઇચ્છા થઇ. આ કામમાં અંતરાય કરનાર ફક્ત ફ્રાન્સની અદેખાઇજ હતી, અને તેની તેને ધાસ્તી રહેતી હતી. આ ધાસ્તી રાખવાનું તેને વ્યાજબી કારણ પણ હતું, કેમકે ફ્રાન્સના રાજાએ આખરે પોતાની ભૂલ જોઇ હતી, અને તેથી તે પોતાને અટકાવ કરશે એવી એને ખાતરી થઇ હતી. પણ આટલા માટે નવા રાજસ્નેહી તેણે ખોળવા માંડયા, અને ફ્રાન્સ તરફ પોતાનું વલણ ઓછું કરવા માંડયું. સ્પેનિયર્ડ લોકોએ ક્નેટાને ઘેરો ઘાલ્યો હતો, તેમની સામે થવા નેપલ્સના રાજ્યમાં ફ્રાન્સનું લશ્કર વધ્યું, તે વેળાએ એણે તેમને મદદ કીધી નહીં. એની મતલબ તો એવી હતી કે ફ્રેન્ચની મદદની જરૂર ન પડે, લોકોની પોતાને જરૂર ન પડે અને પોતાની સ્થિતિ નિર્ભય થાય તેમ કરી લેવું; અને એલેક્ઝાન્ડર વધારે જીવ્યો હોત તો બેશક એ પ્રમાણે તે કરી શકત. માથાપર આવી પડેલી ધાસ્તીઓ અને સંકટો માટે તેણે આવા ઉપાય યોજી રાખ્યા હતા. પરંતુ જે ધાસ્તીઓ અને સંકટો દૂર દેખાતાં હતાં તે વધારે અનિશ્ચિત હતાં, અને તેને માટે સારી રીતની તજવીજ કરી રાખેલી નહોતી. પહેલી ધાસ્તી તો એને એ હતી કે હવે પછીનો પોપ કદાચ એનો દુશમન થાય અને એલેક્ઝાન્ડરે આપેલું સઘળું પાછો છીનવી લે. આનો અટકાવ થવા સારૂ તેણે ચાર રસ્તા ધારી રાખ્યા હતા. પહેલો એકે જે સરદારોના મુલક

એણે છીનવી લીધા હતા, તેમને તે નવા **પોપ** તરફથી પાછા આપી શકાય નહીં, તેટલા માટે તે સઘળાનો નાશ કરવો; બીજો રસ્તો એ હતો કે રોમના સઘળા સરદારોને લાંચ આપી તથા ફોસલાવી પોતાના પક્ષમાં લઇ લેવા કે જેથી કરીને નવો **પોપ** પોતાના દબાણમાં તથા અંકુશમાં રહે; ત્રીજો રસ્તો એ હતો કે જે ધર્માધ્યક્ષોને **પોપ**ની ગાદી મળવાનો સંભવ હતો તેની સાથે બને તો દોસ્તી બાંધી દેવી; ચોથો રસ્તો એ હતો કે પોતાના પિતાના મૃત્યુ પહેલાં પોતાનું જોર એટલું વધારી દેવું કે તે પોતાના જાતિબળ ઉપર આધાર રાખી શકે, અને તેની સામે લોકો થાય ત્યારે શરૂઆતમાં પોતે એકલો તેમની સામે થઇ પોતાનો બચાવ કરી શકે. **એલેક્ઝાન્ડર**ના મરણ પહેલાં આ ચાર યુક્તિમાંની ત્રણ તેણે ઘણે ભાગે રચી મૂકી હતી, અને ચોથા માટે તૈયારીમાં હતો. જે સરદારોના મુલક એણે છીનવી લીધા હતા, તેમાંના જેટલા એના પંજામાં સપડાયા તેમને એણે મારી નંખાવ્યા હતા, અને બાકી ઘણાજ થોડા રહ્યા હતા. રોમના સરદારોને તેણે પોતાના પક્ષમાં ખેંચી લીધા હતા; અને **કાર્ડિનલ** મંડળી–ધર્માધ્યક્ષ મંડળીમાંનો મોટો ભાગ તેની તરફેણમાં થઇ ગયો હતો. પોતાના જાતિબળની બાબતમાં **ટસ્કનીનું** રાજ્ય સ્વતંત્ર મેળવવા તેણે યુક્તિ રચી હતી, **પેરૂજિયા** અને **પિયોમ્બીનો** પોતે તાબે કરી લીધા હતા, અને **પાઇસા** પોતાના રક્ષણ તળે લીધું હતું. **સ્પેનિયર્ડ** લોકોએ **ફ્રેન્ચ** લોકોને **નેપલ્સના** રાજ્યમાંથી હાંકી કાઢયા હતા, અને તેથી કરીને **ડયુક**ની સાથે સ્નેહસંબંધ કરવાની બન્નેને જરૂર પડી હતી. આવા પ્રસંગનો લાભ લઇ **પાઈસા** શેહેરમાં તે એકદમ દાખલ થઇ ગયો; પછી તુરતજ કંઇ વિશેષ પ્રયાસ વગર, કેટલેક દરજ્જે **ફ્લોરેન્ટાઈન** લોકોને તાબે થવાની ધાસ્તીથી, અને કેટલેક દરજ્જે તેના બળથી ડરીને **લ્યુકા** અને **સાએના** એને તાબે થઇ ગયા. **ફ્લો-**

**રેન્ટાઈન** લોકો પણ તદન નિરાશ થઇ ગયા હતા, અને કંઇ છુટકારાની આશા રાખતા નહોતા. આવા બનાવો ઉપરથી જણાય છે કે **એલેકઝાન્ડર** ગુજરી ગયો તેજ વર્ષે એ બનાવો બનવાને બદલે પહેલાં કંઇ બન્યા હોત, તો બેશક એની પ્રતિષ્ઠા એટલી જામતે, અને એનું બળ એટલું વધતે કે, નસીબ અથવા બીજી પરકીય મદદની આશા ઉપર આધાર ન રાખતાં, પોતાની શક્તિ આચરણ ને વર્તણુંકપર આધાર રાખી તે પોતાનું પદ સ્થિર રાખી શકત. પણ પોતાના પુત્રના શસ્ત્ર ધારણ કરવા પછી પાંચ વર્ષે **એલેકઝાન્ડર** મરી ગયો, અને તે સમયે સઘળી બાબત અનિશ્ચિત અને અસ્થિરપણામાં હતી. **રોમાના** પ્રાંત ફકત પૂર્ણ રીતે એ **ડયુકના** તાબામાં હતો. બીજું બધું અવ્યવસ્થિત અને ગડબડવાળી સ્થિતિમાં હતું. વળી સ્પેન અને ફ્રાન્સનાં જબરદસ્ત બે લશ્કર ત્યાં ઝઝુમી રહ્યાં હતાં, અને પોતે પણ મરણની પથારીએ પડયો હતો. આ **ડયુક** એટલો બુદ્ધિશાળી તથા મોટા મનનો હતો, અને માણસને કેવી રીતે ફોસલાવવા કે તેનો નાશ કરવો તે એવું તો સારૂ સમજતો હતો, તેમજ થોડા વખતમાં એણે એવા પાયા નાખી દીધા હતા, કે તે બે મોટાં લશ્કર તેની પાછળ પડયાં નહોત, અને પોતાની પ્રકૃતિ સારી રહી હોત, તો સઘળાં સંકટને તે દૂર કરી શકત, અને પોતાની ધારેલી સઘળી ઇચ્છા પૂર્ણ કરી શકત. પોતાના કાયમપણા માટે જે જે ઉપાય તેણે લીધા હતા, તે ખરા લાગે તેવા હતા, કેમકે **રોમાના**ના લોકોપર તેના શત્રુઓએ ચઢાઇ કીધી, ત્યારે તેઓએ એક માસ સુધી ધૈર્ય રાખી તેમની સામે ટક્કર ઝીલી હતી. આ સમયે તેઓ એવું જાણતા પણ હતા કે એ છેક મોતની પથારીમાં પડેલો છે અને **રોમ** શેહેરની બહાર કદી પણ નીકળી શકવાનો નથી. એ **ડયુક** પાછો સારો થશે એવો સંભવ નથી તેવું જાણીને **બેગ્લિયોની, વિટેલ્લી,** અને **ચુર્સીની** લોકો **રોમાના**માં આવી

પહોંચ્યા હતા, તોપણ તેના પક્ષનો એક પણ માણસ ફુટ્યો નહોતો, કે કોઇ પણ સામા પક્ષમાં દાખલ થઇ ગયો નહોતો. પોપનો ગાદી ઉપર પોતાને પસંદ પડે તે માણસને તે બેસાડી શકે એવો કેટલેક દરજ્જે સંભવ નહોતો, તોપણ જેમને તે પોતાના શત્રુ ધારતો હતો તેમને તો ગાદી ન મળે એવી ગોઠવણ કરવાની તેનામાં જોઇએ એટલી શક્તિ હતી; પણ તેનો પિતા **એલેક્ઝાન્ડર** ગુજરી ગયો તે વેળાએ એ સારો હોત, તો પોતાની મરજી મુજબ સઘળી વ્યવસ્થા કરી શકત ખરો. **જુલિયસ અગિયાર-માની** પસંદગી થઇ તે વેળાએ તેણે પોતે મને જણાવ્યું હતું કે મારા પિતાના મરણ સમયે જે જે બનાવ બનવાનો સંભવ હતો, તેનો અગાઉથી મેં પૂર્ણ વિચાર કીધો હતો, અને તેને માટે જરૂરની તજવીજો કરી રાખી હતી; પણ તેના મરણ સમયે હું પોતે પણ મોતના બિછાનામાં હોઇશ એવું મેં ધાર્યું નહોતું. આ બધી હકીકતો તપાસતાં તથા **ડ્યુક વેલેન્ટાઇનની** આખી કારકીર્દીનો બરોબર વિચાર કરતાં તેનો દોષ કાઢવા જેવું કંઇ જણાતું નથી. ખરૂં જોતાં નસીબના બળથી કે બીજા રાજાઓની મદદથી જેમને રાજ્યપદ મળ્યું હોય તે સઘળાને એનો દાખલો, પહેલાં કહ્યું છે તે પ્રમાણે, અનુકરણ કરવા જેવો મને તો લાગે છે; કેમકે જોઇએ તેવા ઉદાર મન અને ઉમદા હેતુવાળો તે હતો; અને તેથી બીજા કોઇ પ્રકારના ઉપાય તે યોજી શકે તેમ નહોતું; તેમજ પોતાની માંદગી તથા પોતાના પિતાના મૃત્યુ શિવાય તેના ડહાપણ અને પ્રૌઢતાની સામે બીજી કોઇ બાબત અટકાવ કરી શકે તેમ નહોતું. તેટલા માટે પોતાનું રાજ્ય નાનું હોય તે વેળાએ જે માણસ પોતાના દુશમનથી નિર્ભય રહેવા માગતો હોય અને નવા મિત્ર કરવા માગતો હોય; બળથી કે કપટથી સામાને હરાવવાની ઇચ્છા રાખતો હોય; પોતાની પ્રજાની પ્રીતિ મેળવવા અથવા તેમને ડરતા રાખવા ધારતો હોય; પોતાના લશ્કરના માણસો હમેશાં કુમકે રહે અને પોતાને માટે

માન રાખે એવું જોવાની ઇચ્છા રાખતો હોય; પોતાને નુકસાન કરે એવા માણસોનો સમૂળો નાશ આણવા માગતો હોય; જુના કાયદા બંધ પાડવા તથા રદ કરવાનો અને નવા દાખલ કરવાનો ઇરાદો રાખતો હોય; સખ્ત, કૃતજ્ઞ, ઉદાર વૃત્તિવાળો તથા મોટા મનનો થવા ઇચ્છતો હોય; નિમકહરામ લશ્કરી માણસોને શિક્ષા કરી નોકરીથી દૂર કરી તેમની જગ્યાએ નવા રાખવા માગતો હોય; નાના મોટા રાજાઓ સાથે એવા પ્રકારનો સંબંધ પાડવા ધારતો હોય કે તે સઘળા ઉપર પોતે કરેલા ઉપકારનો બદલો વાળવાની તેમને જરૂર પડે, અગર પોતાને દુભવતાં ડર લાગે; આવા માણસને આવા રાજાનાં કૃત્યો કરતાં વધારે તાજો ને સારો નમુનો ખરેખર મળી શકવાનો નથી. જો કોઇ પણ બાબતમાં એનો દોષ કાઢવા જેવું હોય તો તે **જુલિયસ અગિયારમા**ની ચુંટણી થવા દીધી તે છે; કારણ એથી એની સત્તાને ઘણો ધોક્કો પહોંચ્યો હતો. પહેલાં જણાવ્યું તે પ્રમાણે પોતાની પસંદગીનો **પોપ** નિમવાની એનામાં શક્તિ નહોતી એ વાત ખરી, પણ પહેલાં જે ધર્માધ્યક્ષોને એણે દુભવ્યા હતા, અગર તે પદવી પામ્યા પછી એની ઇર્ષા કરે એવા હતા, તેમાંથી કોઇની પણ પસંદગી કરવામાં એણે કબૂલત આપવી જોઇતી નહોતી; કેમકે જેમ ધિક્કારને લીધે એક માણસ બીજાને તોડી પાડવાની ઇચ્છા રાખે છે, તેમજ તેને માટે ડરને લીધે પણ તેવા ઉપાય યોજવાની તજવીજ કરે છે. જે **કાર્ડિનલોને** એણે નારાજ કીધા હતા, તે પૈકી **સેન્ટ પિટર એડ વિન્કુલા, કોલોના સેન્ટ જ્યોર્જ** અને **આસ્કાનયસ** હતા. **સ્પેનના કાર્ડિનલો** અને **રોનના કાર્ડિનલ** શિવાય બાકીના કોઇને **પોપનું** પદ મળ્યું હોત તો તે એનાથી ડરે એમ હતું; **સ્પેનિયર્ડ** લોકો સાથે એણે સ્નેહગાંઠ બાંધી હતી અને તેમના ઉપર ઉપકાર કીધા હતા તેથી, અને **રોનનો કાર્ડિનલ** ફ્રાન્સના રાજ્ય સાથે સલાહ રાખવાથી લાભ મેળવવા ધારતો હતો તેથી, એમનાથી **ડ્યુકની**

વિરૂધ્ધ જવાય તેમ નહોતું. આવાં કારણોને લીધે ગમે તેમ કરીને **સ્પેનના** એકાદ **કાર્ડિનલને** એણે **પોપ** તરીકે પસંદ કરાવવો હતો; અને તેમ થઇ શકે તેવું ન લાગતે તો **સેન્ટ પિટર એ-ડ વિન્કુલાના** કરતાં **રોનના કાર્ડિનલની** ચુંટણી માટે મત આપવો હતો, કારણ કે મનમાં ભરાયલો પહેલાનો દ્વેષ અથવા અપમાન થવાથી ઉસકેરાયલી લાગણી નવા ઉપકાર કરવાથી દૂર થાય છે એ માનવું મૂર્ખાઇ ભરેલું છે. આ બધી હકીકત ઉપરથી સ્પષ્ટ જણાય છે કે **જુલિયસ અગિયારમાની** ચુંટણી થવા દેવામાં **ડ્યુક વેલેન્ટાઈને** મોટી ભૂલ કીધી હતી, અને તેથીજ કરીને એ એવો દબાઇ ગયો કે ફરી ઉઠવા પામ્યો નહીં.

## ભાગ ૮ મો.

### દુષ્ટ અને અન્યાયી ઉપાય કામે લગાડી જેમણે રાજ્ય મેળવ્યાં હોય છે તેવા રાજા વિષે.

નસીબના બળથી અથવા પોતાની હોંશિયારીથી જે લોકો રાજ્ય મેળવે છે તેમના સંબંધી ઉપરના ભાગમાં વિવેચન કીધું. હવે તે શિવાય બીજાં સાધનો કામે લગાડી જે રાજ્ય મેળવે છે તેમને વિષે કહેવાની જરૂર છે. આવી રીતે રાજ્ય મેળવવાના બેજ માર્ગ છે; ને તેમાંના એક માર્ગનું સંપૂર્ણ વિવેચન **પ્રજાસત્તાક રાજ્યો** વિષે હવે પછી ખાસ લખવામાં આવશે તેમાં થશે. પણ એ બન્ને માર્ગનું થોડું વિવેચન અહીં કરવાની જરૂર છે. આ બેમાંનો પહેલો ઉપાય અન્યાયથી ઘણુંજ ઘોર કર્મ કરીને એકાદ મનુષ્ય રાજ્ય મેળવે છે તે છે; અને બીજો પોતાના દેશી

ભાઇઓ પોતાની રાજીખુશીથી પોતામાંના એકાદ જણને પસંદ કરી પોતાનો રાજા બનાવે છે તે છે. પહેલાના સંબંધમાં આ ભાગમાં વિવેચન કરવામાં આવશે, અને તેના સંબંધમાં એક પ્રાચીન અને એક અર્વાચીન એવા બે દાખલા લઇને મારૂં કહેવું સત્ય ઠેરવી આપીશ. વળી જે માણસને તેનો દાખલો લેવાની જરૂર પડે તેને માટે એટલી હકીકત બસ ધારી તે બાબતોના વાજબી ગેરવાજબીપણા વિષે વધુ વિવેચન કરીશ નહીં. પહેલો દાખલો **સિસિલી**ના રહીશ **એગેથોક્લિસ**નો છે. એક ખાનગી માણસની, તેમજ નીચ અને અધમ સ્થિતિમાંથી તે **સાઇરેક્યુસ**નો રાજા થયો હતો; વળી એક કુંભારનો છોકરો હોવાથી તેનું નસીબ ઉઘડયા પછી જૂદી જૂદી સ્થિતિમાં પણ તે ઘણી નિરંકુશ રીતે જીંદગી ગાળતો હતો; તેમ છતાં પણ ઘણા દુર્ગુણ સાથે તેનામાં એટલી હિંમત અને ચંચળતા હતી કે તે લડાઇમાં બહુ બહાદુરી બતાવતો હતો. આ કારણથી, તેમજ પોતાના ભારે ઉદ્યોગથી તે આખરે **સાઇરેક્યુસ**નો **પ્રીટર** થયો. તે પદવીમાં સ્થાયીપણું મેળવી રાજા થવાનો નિશ્ચય કરી, તેમજ કોઇનો ઉપકાર લીધા વગર પોતાનીજ હાકથી મળેલું પદ જાળવી રાખી, વિશેષ સત્તા મેળવવાનો દૃઢ ઠરાવ કરી, **સિસિલી**માં રહેલા એક લશ્કરના ઉપરી **કાર્થેજિનિયન અમીલકર** સાથે એણે સ્નેહસંબંધ બાંધ્યો. ત્યાર પછી એક દિવસ સવારના કંઇ અગત્યના કામ બાબત સલાહની જરૂર છે એવું બાનું કાઢી **સાઇરાક્યુસ**ના લોકોને તથા ત્યાંની **સેનેટ**ને ભેગા કીધા; અને પછી નક્કી કરી રાખેલી નિશાની કરી પોતાના લશ્કરના સીપાઇને હાથે સઘળા **સેનેટ**ના સભાસદોને તેમજ લોકો પૈકી કેટલાક ઘણા દ્રવ્યવાનને મારી નંખાવ્યા. આ સઘળાના મોત પછી કંઇપણ અડચણ પડયા વગર તે શેહેરનું રાજ્યપદ તે દબાવી બેઠો. પછીથી, અગર જો **કાર્થેજિનિયન** લોકો સાથે બે લડાઇમાં તે હાર્યો અને આખરે ઘેરાઇ ગયો હતો, તો પણ તે શેહેરનો તે બચાવ કરી

શક્યો એટલુંજ નહીં, પણ તે શેહેરના રક્ષણ માટે પોતાનું થોડુંક લશ્કર મૂકી જઇ બાકીનું લઇને તે **આફ્રિકા** ચાલ્યો ગયો. ત્યાં જઇને એવી યુક્તિ રચી કે થોડા વખતમાં **સાઈરાક્યુસ**નો તે છુટકારો કરી શક્યો, અને **કાર્થેજિનિયન** લોકોને એવી સંકડામણમાં લાવી મૂક્યા, કે તેમને સલાહ કરવાની ઘણીજ જરૂર પડી. આમ થવાથી તેઓ **આફ્રિકા**માંજ રહેવામાં સંતોષ માની બેઠા ને **સિસિલી** **એગેથોક્લસ**ના કબજામાં આવ્યું. તેટલા માટે **એગેથોક્લિસ**નું ચરિત્ર તપાસી તે બાબત વિચાર કરનારને નસીબના બળથી કંઇ થયું હોય એવું તો કંઇ જણાશે નહીં; કેમકે પહેલાં કહ્યું છે તે મુજબ કોઈ પણ માણસની મહેરબાનીથી તે ચઢયો નહોતો, પણ લડાઇના ક્રમવાર પગથિયાંથી તે ચઢયો હતો; તેની સાથે અગણિત મુશીબતો અને ધાસ્તી ભરેલા બનાવો બનવા છતાં તે રાજ્ય મેળવી શક્યો હતો. એ રાજ્ય પછીથી તેણે ઘણી બહાદુરીના ને ઉમદા કામો કરી જાળવી રાખ્યું હતું. તેમ છતાં પણ પોતાના દેશી ભાઇઓને મારી નાખવા, મિત્રોને ફસાવવા, આસ્થા, દયા, કે ધર્મ રહિત હોવું, એ કંઇ સદ્‌ગુણ કહેવાય નહીં. આવે રસ્તે કામ કરવાથી માણસ ઊંચું પદ કે રાજ્ય મેળવી શકે, પણ તેથી તેની આબરૂ કે કીર્તિ વધતી નથી. તોપણ **એગેથોક્લિસ**નું ડહાપણ, ભયની સામે થવામાં ને તેને દબાવવામાં એની કુશળતા, તેમજ આવી પડેલા સંકટો સહન કરવામાં અને તે દૂર કરવામાં એની હિંમત, એ સઘળાનો વિચાર કરીશું તો તેના સમયના શ્રેષ્ઠ ગણાતા સરદારોના કરતાં એને ઉતરતો ગણવાનું મને કંઇ કારણ જણાતું નથી. પણ એના અગણિત બીજા દુર્ગુણો તેમજ એની અણહદ ક્રૂરતા તથા જંગલી નિર્દયતાને લીધે ઘણાજ શ્રેષ્ઠ માણસની પંક્તિમાં એની ગણત્રી કદાપિ થઇ શકે નહીં. આ ઉપરથી સાર એ નિકળે છે કે એણે જે જે કામ કીધાં તે નસીબ કે સદ્‌ગુણને લીધે થયાં

નથી; કેમકે એમાંથી એકની પણ સહાયતા વગર એણે બધાં કૃત્યો કીધાં છે.

આર્વાચિન દાખલો **ઓલિવરેટો ડ ફર્મોનો** છે. **એલેક્ઝાન્ડર છઠ્ઠો પોપની** ગાદી ઉપર હતો તે વેળાએ એની નાની ઉમરમાં એના માબાપ ગુજરી ગયાં હતાં, તેથી **જોન ફોગલિયેની** નામના એના મામાએ એને ઉછેર્યો હતો. કવાયતનું કામ શીખી સારો ઓધ્ધો મળી શકે તેવા હેતુથી પોતાની જુવાનીમાં **પોલો વિટેલી** નામના માણસના હાથ નીચે સૈન્યમાં નોકરી કરવા એ દાખલ થયો. **પોલો** ગુજરી ગયા પછી તેના ભાઇ **વિટેલેઝો**ના તાબામાં એણે નોકરી કરી, અને પોતાની બુદ્ધિ, ચાલાકી, તથા હિંમતને લીધે તે થોડા સમયમાં એક શ્રેષ્ઠ લશ્કરી સરદાર બની શકયો. પણ બીજા કોઇ માણસના હાથ નીચે નોકરી કરવી એ ઘણું હલકું લાગવાથી પોતાના દેશી ભાઇઓની સાથે તે મળી ગયો અને **વિટેલેસ્કો** નામના માણસની મદદથી **ફર્મો** કબજે કરવાનો એણે પ્રપંચ રચ્યો. (**ફર્મો**ના રહીશોને તે સ્વતંત્ર રહે તેના કરતાં કોઇ બીજાના તાબામાં રહે એ વધારે પસંદ હતું.) આ પ્રમાણે સંકેત કરીને પોતાના મામા **જોન ફોગાલયેની**ને એણે એવી મતલબનો કાગળ લખ્યો કે ઘણા વર્ષથી બહાર રહેવાને લીધે તમારી તથા **ફર્મો**ની મુલાકાત લેવાની મારી ઇચ્છા છે, તેમજ જ્યાં મારો જન્મ થયો છે, તે મહેલમાં ગમ્મત કરવાનો ઇરાદો છે; વળી લશ્કરી ખાતામાં નોકરી કરવાનો મારો હેતુ એવો હતો કે કંઇ માન મેળવવું, તો ત્યાં મેં નકામો વખત નથી ગાળ્યો એવું મારા દેશી ભાઇઓને બતાવવાની ખાતર, મારા મિત્રોના તથા મારા રસાલાના મળીને એકસો સ્વારને **ફર્મો**માં આવવાની પરવાનગી આપવી, તથા તેમને સારૂં માન અકરામ મળે તેવી ગોઠવણ કરવી; આ પ્રમાણે થવાથી મને માન છે એટલુંજ નહીં, પણ તમે મને આજ સુધી ઉછેરી મોટો કર્યો

તેથી આમ કરવામાં તમને પણ ઘણું માન છે. પોતાના ભાણેજની સારી બરદાસ્ત કરવામાં **જોન** પાછો પડે તેમ નહોતું. તેથી તેનો ઘણો સત્કાર કરીને પોતાનાજ મકાનમાં ઉતારો આપ્યો. **ઓલિવરોટો** અહીં કેટલાક દિવસ રહ્યો. આ અરસામાં પોતાની દુષ્ટ ધારણા પાર પાડવા સારૂ સઘળી જરૂરની તૈયારી કરવા માંડી. ત્યાર પછી એણે એક મોટી મીજબાની આપીને તેમાં **જોન ફોગલિયેની,** તેમજ શેહેરના પ્રતિષ્ઠિત ગૃહસ્થોને એણે આમંત્રણ કીધું. મીજબાની પૂરી થઇ રહ્યા પછી રિવાજ પ્રમાણે એક બીજાને ગમ્મત આપતા હતા તેવામાં **ઓલિવરોટો**એ **પોપ એલેકઝાન્ડર** અને તેના પુત્ર **સિઝર**ની મોટાઈ બાબત તથા તેમના અનેક પ્રપંચો બાબત વાત કહાડી. **જોન** અને ત્યાં એકઠા થયેલા બીજા લોકોએ તેના સંબંધમાં છુટથી બોલવા માંડયું, એટલે **ઓલિવરોટો** મંદ હાસ્યથી બોલ્યો કે, એ બાબતો આવી રીતે છચોક બોલવી ઠીક નથી. આટલું કહીને તે એક બીજા ઓરડામાં ગયો ને તેની પાછળ તેના મામા તથા બીજા કેટલાક ગૃહસ્થો ગયા. તેઓ ત્યાં બેઠા ન બેઠા એટલામાં તો તે ઓરડાની આસપાસ છુપાઇ રહેલા સીપાઇઓ અગાડી ધસી આવ્યા અને તે સઘળાને તેમણે ત્યાંના ત્યાં ઠાર માર્યા. આમાં **ઓલિવરોટો**ના મામાને સુધાં મારી નાખ્યો. આ પ્રમાણે ખુન કરાવ્યા પછી **ઓલીવરોટો** ઘોડેસ્વાર થઇ ગામમાં બધે ફરવા લાગ્યો, અને મુખ્ય મેજીસ્ટ્રેટને તેના મહેલમાં ઘેરી લઇ આખા શેહેરમાં લુટફાટ શરૂ કીધી. આવું થવાથી બીકના માર્યા સઘળા લોકો એને તાબે થયા, અને પોતાના ઉપરીપણા હેઠળ ત્યાં રાજ સ્થાપ્યું. જેઓ નારાજ થયા હતા, અને જેઓ એને નુકશાન પહોંચાડે એવી સ્થિતિમાં હતા, તે સઘળાને મારી નખાવી, દિવાની ને લશ્કરી નવા કાયદા દાખલ કરી તેણે પોતાનો પક્ષ મજબુત કરી લીધો. એક વર્ષમાં તો તે એવી સ્થિતિએ પહોં-

ર્ચો કે **ફર્મો**માં તેનું કાયમ પદ થયું એટલુંજ નહીં, પણ તેની આસપાસના માણસોમાં એને માટે ત્રાસ વર્તી રહેતો હતો. પછી એક-વાર **ચુર્સીની** તથા **વીટેલ્લીને સીંગેલીયા** આગળ તાબે કરવામાં **સીઝર બોર્જિયા**ના ફાંસામાં તે આવી પડયો નહોત, તો **એગેથોક્લિસ**ની માફક એને રાજ્યપદથી દૂર કરવો ઘણો ભારે પડતે. **સીંગેલીયા** આગળજ પોતાના મામાને મારી નાખ્યા પછી એક વર્ષે પોતે પણ પકડાઇ ગયો હતો, અને જે શિક્ષક પાસેથી સારા અને નઠારા ગુણ શિખ્યો હતો તે **વીટેલોઝો** અને પોતે વગર મોતે મુઆ હતા. કેટલાક માણસો પોતાની ક્રૂરતાને લીધે સલાહશાન્તિના વખતમાં તેમજ લડાઇના સમયમાં પોતાનું રાજ્ય સમાલવાને શક્તિમાન થતાં નથી, તો **એગેથોક્લિસ** અને તેના જેવા બીજા માણસો આટલાં બધાં કુડકપટ અને ક્રૂરકૃત્યો કીધા પછી પોતાના દેશમાં લાંબો વખત સુધી શાન્તિથી કેમ રહી શકે છે, અને પરાયા દેશના શત્રુઓથી આવી સારી રીતે રક્ષણ કેમ કરી શકે છે, ને તેમના દેશમાંજ તેમની પ્રજા એકઠી મળીને તેમની સામે કેમ થતી નથી, એ સઘળી બાબતમાં કેટલાકને અજાયેબ જેવું લાગશે ખરૂં. હું ધારૂં છું કે તેમની ક્રૂરતાનો સારે રસ્તે કે માઠે રસ્તે ઉપયોગ કરવા ઉપર આનો આધાર રહે છે. નઠારાં કૃત્યોને સારે રસ્તે ઉપયોગ કરવો એ કહેવું વિરોધ જેવું લાગે છે; પણ એવી ક્રૂરતા એકજવાર—ને તે પણ પોતાના સંરક્ષણની ખાતર જરૂરને લીધેજ વાપરી હોય અને વારંવાર તેનો ઉપયોગ ન કીધો હોય, તેમ તેવે સમયે પણ આખરે કંઇ પ્રજાનો લાભ થાય એવું હોય ના આવી ક્રૂરતા સારે રસ્તે વાપરી એમ કહી શકાય. જ્યારે શરૂઆતમાં ક્રૂરતા થોડી વાપરી હોય, પણ વખત જતાં તે ઓછી થવાને બદલે તેનો વધારેને વધારે ઉપયોગ કરવામાં આવ્યો હોય તો તે ખોટે રસ્તે વાપરેલી કહી શકાય. પહેલા પ્રકારની ક્રૂરતા વાપરનારા ગુન્હેગારને કેટલીકવાર ઇશ્વર તરફથી, તેમજ માણસ

તરફથી મદદ મળે છે, ને એનો **અગેથોકલસ** એક દાખલો છે. પણ બીજા પ્રકારના ગુન્હેગાર લાંબો વખત સુધી ટકી શકતા નથી. આ ઉપરથી સમજવાનું એ છે કે જે માણસ બીજાનું રાજ્ય દબાવી બેસે છે તેણે જરૂર લાગે તે પ્રમાણે જે ક્રૂરકૃત્યો કરવાં હોય તે એકી વખતે કરી લેવાં કે જેથી તેવાં કામ ફરીને કરવાં પડે નહીં એટલુંજ નહીં, પણ પછીથી તેવાં કૃત્યો ન કરવાથી તે લોકોને ટાઢા પાડી શકે, તેમજ તેમના ઉપર ઉપકાર કરવાથી તેમને પોતાના પક્ષમાં લાવી શકે. જે માણસ ડરનો માર્યો કે ખોટી સલાહને લીધે ઉલટે રસ્તે ચાલે છે તેને હમેશાં હથિયારબંધ રહેવાની જરૂર પડે છે; કેમકે પોતાની પ્રજાપર તે વિશ્વાસ રાખી શકતો નથી, તેમ એના ચાલુ અને નવાં નવાં ક્રૂર કૃત્યોને લીધે તેઓ ઠરીઠામ બેસવા પામતા નથી ને નિર્ભય થતા નથી. તેટલા માટે જે નુકસાન પહોંચાડવું હોય તે એકજ વખત પહોંચાડવું, અને છેલ્લાં કૃત્યો ઓછા હાનિકારક રાખવાં કે તેથી લોકોનો અભાવ પણ ઓછોજ રહે; પણ તેમના ઉપર જે ઉપકાર કરવાના તે થોડે થોડે કરવા કે તેને માટે તેમના મનમાં વધારે વધારે ભાવ પેદા થતો જાય. વિશેષે કરીને રાજાએ પોતાની રૈયત સાથે એવી રીતનું વર્તન રાખવું કે સારા અગર માઠા પ્રસંગપર તેને પોતાની વૃત્તિ બદલવાની જરૂર પડે નહીં. કેમકે એક વાર એકાદ નઠારો પ્રસંગ આવ્યો તો તે દૂર કરવા સારૂ પૂરતો વખત મળતો નથી ને તેને માટે મહેનત પડે છે. અને જે સારૂં કામ કીધું હોય તે લોકોના હિસાબમાં નથી રહેતું, એટલે તેથી જરૂરને પ્રસંગે ફાયદો થતો નથી; કેમકે લોકો એમ સમજે છે કે તે જરૂરિયાતને લીધેજ કીધું હતું અને તેને માટે કોઈ તેનો ઉપકાર માનતું નથી.

# ભાગ ૯ મો.

## જ્યાં લોકો પોતાની ખુશીથી પોતાનામાંથી પસંદ કરી એકાદ જણને રાજ્યપદ આપે છે તેવાં રાજ્ય વિષે.

પાછલા ભાગમાં રાજ્યપદ મેળવવાના બે રસ્તા બતાવેલા છે. તેમાં કપટથી રાજ્ય મેળવવાનો જે પહેલો માર્ગ તે બાબતનું વિવેચન તે ભાગમાં આવ્યું છે. આ ભાગમાં હવે બીજા રસ્તા બાબત કહેવામાં આવશે. લોકો પોતાનામાંથીજ પોતાને પસંદ પડતા માણસને રાજ્યપદ આપે એ બીજો માર્ગ છે. આવી રીતે રાજ્યપદ મેળવવું એ કેવળ ડહાપણ અથવા નસીબ ઉપર આધાર રાખતું નથી, પણ તેને માટે કેટલેક દરજ્જે યુક્તિ કરવી પડે છે ખરી. આવા બે પક્ષ જેવા હોવાને લીધે એકાદ માણસ રાજા થાય છે તો તે મોટા લોકોની પસંદગીથી થાય છે અગર સામાન્ય લોકો તેને ચુંટી કાઢે છે; કેમકે દરેક શેહેરમાં સામાન્ય લોક અને મોટા લોકની પ્રકૃતિ જૂદી જૂદી હોય છે, અને હમેશાં તેમની વચ્ચે ફાટફુટ ચાલ્યા કરે છે. સામાન્ય લોકપર મોટા લોકો હુકમ ચલાવે ને તેઓપર ત્રાસ વર્તાવે એ તેમનાથી સહન થઇ શકતું નથી; અને એમ કીધા વગર મોટા લોકોને સંતોષ ઉપજતો નથી. આવા ભિન્ન વિચાર અને ઇચ્છાને લીધે ત્રણ પ્રકારના પરિણામ થાય છે; એકતો સઘળાનો એકજ માણસ રાજા થાય છે; બીજો પ્રત્યેક માણસ કોઇના તાબામાં ન રહેતાં સ્વતંત્રપણે વર્તે છે; અને ત્રીજો સઘળા નીતિ ભ્રષ્ટ થાય છે. આ ત્રણ પૈકી પહેલા વિષે અહીં વિચાર ચલાવવામાં આવશે. પ્રસંગ પ્રમાણે સામાન્ય લોકો અગર મોટા માણસો એકાદ માણસને રાજા બનાવે છે. કેટલીક વાર સામાન્ય લોકોનો ત્રાસ અને બંડ કરવાનો જુસ્સો સહન ન થવાથી કે તેનો અટકાવ

કરવાની શક્તિ ન હોવાથી મોટા લોકો એકમત થઈને પોતાની સઘળી સત્તા એક માણસના હાથમાં સોંપી દેછે, અને તેને પોતાનો રાજા બનાવે છે, ને તેમ કરવાથી તેના સંરક્ષણ નીચે સલાહશાન્તિ ભોગવી શકે છે. તેજ પ્રમાણે કેટલીકવાર સામાન્ય લોકોથી મોટા લોકનો જુલમ સહન ન થઇ શકવાથી, પોતાનું રક્ષણ સારી રીતે થઇ શકે તેવા હેતુથી એક માણસને પોતાની સત્તા આપી દેછે, અને તેને રાજા ઠરાવે છે. મોટા લોકોની મદદથી જે રાજ્ય મેળવે છે તેને તે ટકાવી રાખવાની મુશીબત વધારે પડે છે, કારણ તેની આસપાસ પોતાના અસલ સોબતીઓ હોય છે, અને તેઓના મનમાં એવો ખોંપ રહે છે, કે એ રાજા તો અમારો બરોબરીયો છે, અને સર્વેના હક સમાન છે. અને તેથી તે રાજાની મરજી પ્રમાણે તેઓ પોતાનું વર્તન રાખતા નથી, કે તેના હુકમને માન આપતા નથી. પરંતુ સામાન્ય લોકોએ પસંદ કરેલા રાજાની બરોબરી કરવા કોઇ હિંમત ધરતો નથી; પણ તેની આસપાસ રહેલા સઘળા તેના હુકમને તુરત તાબે થાય તેવા હોય છે. વળી બીજા માણસોને નુકશાન ન થાય ત્યાં સુધી મોટા લોકો સંતોષ પામતા નથી; પણ સામાન્ય લોકની વૃત્તિ આવી હોતી નથી; કેમકે મોટા લોકોની ઇચ્છા બીજાપર અમલ ચલાવવાની તથા ત્રાસ વર્તાવવાની હોય છે, અને સામાન્ય લોકની ઇચ્છા પોતાનું રક્ષણ સારી રીતે થાય તેવી હોય છે, અને તેથી સંતોષ પામે છે. એટલે આવી બાબતમાં મોટા લોક કરતાં સામાન્ય લોક વધારે વિચારશીલ જણાય છે. વળી સામાન્ય લોકની સંખ્યા વધારે હોવાને લીધે તેઓ વિરૂદ્ધમાં હોય તો રાજાને નિરાંત રહેતી નથી; પરંતુ મોટા લોકોની સંખ્યા નાની હોવાથી તેમના તરફથી ભારે ઉપદ્રવ થવાનો સંભવ રહેતો નથી. સામાન્ય લોકને નુકસાન થવાથી તેઓ ક્રોધે ભરાય તે વેળાએ તેઓ ઘણું કરી શકે તો તેઓ રાજાનો પક્ષ છોડી દેશે; પણ મોટા લોકો તો ખીજવાય તો તેઓ પક્ષ છોડી દે એટલુંજ નહીં, પણ તેની

સામે એકત્ર થઇ કાવતરાં કરવાં શરૂ કરશે; કેમકે તેઓ વધારે દીર્ઘદર્શી અને લુચ્ચા હોવાથી પોતાના સંરક્ષણ માટે તક શોધતા ફરે છે, અને જે માણસ તે રાજાને જીતી શકે તેવા હોય છે તેની સાથે બરાબર વખતસર મળી જાય છે. વળી સામાન્ય લોકને તે કદી બદલી શકતો નથી; પણ મોટા લોકના સંબંધમાં એને કંઇ બંધન નડતું નથી; કેમકે નાનાને મોટા કરવા કે મોટાને નાના કરવા એ સઘળું તેના પોતાનાજ હાથમાં રહેલું છે. પણ આ ભાગના વધારે સ્પષ્ટિકરણ માટે કહેવું જોઇએ કે આવા મોટા લોક સંબંધી ખાસ કરીને બે બાબતનો વિચાર કરવાનો છેઃ એટલે કે રાજ્યવ્યવસ્થામાં તેઓ સંપૂર્ણ રીતે રાજાના મત પ્રમાણે અને તેનો લાભ થાય તેવી રીતે વર્તે છે કે ઉલટી રીતે. જેઓ તદન રાજાનું કામ સારી રીતે કરવામાં મન લગાડે છે અને પોતાનાજ લાભની વાત કરતા નથી, તેઓનું રાજાએ માન રાખવું જોઇએ, ને તેમને પોતાની પાસે રાખવા જોઇએ. જેઓનું વર્તન ઉલટી રીતનું હોય છે, અને રાજાની ઇચ્છાને અનુસરતું નથી, તેઓ બે હેતુથી એમ કરે છે. આળસુ હોવાથી અગર બીકને લીધે એક તો એમ કરે છે, અથવા મોટી મોટી આશા અને લોભને લીધે એમ કરે છે; આ બીજા કારણ ઉપરથી એમ જણાય છે કે રાજાના કરતાં પોતાના ફાયદા તરફ તેમનું લક્ષ વધારે હોય છે. જેઓ આળસુ હોય છે અગર રાજાથી બીતા હોય છે, તેઓ જો ડાહ્યા ને શાણા હોય તો તેમની બહુ દરકાર ન રાખતાં, તેમને પાસે રાખવામાં અને તેમની સલાહ લેવામાં હરકત નથી; કેમકે એમ કરવાથી જો પરિણામ સારૂં થાય છે ને કામમાં ફતેહ મળે છે તો તેથી રાજાની આબરૂ વધે છે; ને જો કદાપિ તેમની સલાહ લેવાથી કામમાં ફતેહ મળતી નથી તો તેમની ધાસ્તી રાખવાનું કંઇ કારણ નથી. મોટી મોટી આશા રાખનારાઓથી રાજાએ હમેશાં વધારે સાવચેત રહેવું જોઇએ. અને તેઓ કટ્ટા શત્રુ છે એવું સમજીને તેમના સંબંધી સઘળી વ્યવસ્થા,

કરવાનું લક્ષમાં રાખવું. કારણ કે એનાપર સંકટ આવી પડે તે વખતે જરૂર તેઓ એને નુકસાન પહોંચાડવાના, અને તેનો નાશ આણવાને બને તેટલાં પ્રયત્ન કરવાના; તેટલા માટે આ ઉપરથી સ્પષ્ટ થાય છે કે સામાન્ય લોકોએ જેને રાજા બનાવ્યો હોય છે, તેણે તેમની સાથે સ્નેહભાવથી વર્તવું જોઇએ, ને જુલમથી છુટા થવા શિવાય તેમની બીજી ઇચ્છા હોતી નથી તેથી આમ કરવું મુશ્કેલ પડશે નહીં; પણ સામાન્ય લોકોની મરજી વિરૂદ્ધ મોટા લોકોએ જેને પસંદ કરી રાજા બનાવ્યો હોય તેણે ગમે તેમ કરીને સામાન્ય લોકોને ખુશ રાખવા યત્ન કરવાં જોઇએ, અને તેમનું રક્ષણ કરવાનું માથે લેશે તો પહેલાની માફક એ લોકપ્રીય થઇ ફતેહ પામશે; કેમકે લોકો જ્યાં નુકસાન થવાની આશા રાખતા હોય ત્યાં પોતાને લાભ થતો જોઇ ઘણા વિસ્મય પામે છે, અને પોતાનીજ મહેરબાનીથી જેને રાજા તરીકે પસંદ કરેલો હોય તેના ઉપર જેટલો ચાહ રાખે છે તેના કરતાં આવા ઉપકાર કરનારા ઉપર વિશેષ ભાવ રાખે છે, અને તેને વશ જેવા થઇ જાય છે. લોકોને ખુશ કરવાના ઉપાય અનેક છે અને તેના સંબંધમાં અમુક નિયમ બાંધી શકાય નહીં; કારણ કે વિષય પ્રમાણે તે જૂદા જૂદા હોય છે. તેટલા માટે તે વિષે વધારે વિચાર કરવાનું અત્રે પ્રયોજન નથી. પણ ફક્ત એટલુંજ કહેવું બસ છે કે રાજાને મુખ્યત્વે કરીને તો સામાન્ય લોકોની પ્રીતિ સંપાદન કરવાની જરૂર છે. નહીંતર સંકટને સમયે તેને શરણે જવાનો કંઇ માર્ગ રહેશે નહીં કે ઉપાય સુઝશે નહીં. **નેબિડીસ** નામનો **સ્પાર્ટન** લોકોનો રાજા હતો. તેની સામે સઘળા **ગ્રીસ** અને **રોમ**ના લોકો ઉઠયા હતા, તોપણ પોતે તેમની સામે ટકી રહી **સ્પાર્ટાના** રાજ્યનું સારી રીતે રક્ષણ કીધું હતું. આ મહત્વના કાર્ય માટે થોડા મોટા લોકોના કપટની સામે પોતાનું રક્ષણ કરવાનીજ ફકત એને જરૂર પડી હતી. પણ જો સામાન્ય લોકો એની વિરૂદ્ધ હોત તો આ પ્રમાણે પોતાના દેશનું રક્ષણ એનાથી થઇ શકત નહી. કેવળ

સામાન્ય લોકોપર ભરોસો રાખી રહેવું એ રેતીના પાયાપર ઇમારત ચણવા જેવું છે,' એ જુની કહાણી અગાડી ધરીને મારો મત ખોટો પાડવા યત્ન કરવાની જરૂર નથી, કારણ આ કહાણી હમેશને માટે ખરી છે એમ ગણવું ન જોઇએ. એકાદ ખાનગી માણસ જે સામાન્ય લોકો ઉપર ભરોસો રાખે છે અને પોતાના શત્રુ જુલમ ગુજારશે તે વેળાએ તેમાંથી તેઓ એને છોડાવશે એવું જે ધારે છે તેના સંબંધમાં એ વાત ખરી છે. આવા ઘણા દાખલા આપી શકાય તેમ છે. તેમાંના મુખ્ય **રોમના ગ્રાકી** અને **ફ્લોરેન્સના જીઓર્જીઓ સ્કેલી**ના છે. પણ લોકો ઉપર વિશ્વાસ રાખનાર રાજા, તેઓપર અમલ કેમ ચલાવવો તે જાણતો હોય, હિંમતવાન હોય, વિપત્તિથી ગભરાય તેવો ન હોય, બીજી બાબતોમાં સઘળી તૈયારી રાખી રહ્યો હોય, તેમજ પોતાના શુરવીરપણાથી, તેમજ સારા આચરણથી પોતાની પ્રજાને હમેશાં ખુશ રાખી તેઓનો જુસ્સો દબાવી દીધો ન હોય, તો તેવા રાજાનો પક્ષ લોકો કદી છોડી દેશે નહીં; તેમજ પોતાના રાજ્યનો પાયો ખોટો નાખેલો છે એમ તેને કદી લાગશે નહીં.

ઉપર જણાવેલાં રાજ્યોના સંબંધમાં એટલું ધ્યાનમાં રાખવાનું છે કે સામાન્ય લોકોએ જે માણસને રાજા બનાવ્યો હશે તેણે મેળવેલી સતાથી એકાએક સ્વતંત્ર સત્તાનો ઉપયોગ કરવા પ્રયત્ન કરવો નહીં. આમ કરવાથી એવું રાજ્ય લાંબો વખત ટકતું નથી, ને પડું પડું થઇ રહે છે. આનું કારણ એ છે કે રાજા કયાં તો પોતાનીજ ઇચ્છા પ્રમાણે કામ કરી અમલ ચલાવવા જાય છે, અગર પ્રતિનિધિની મારફત ચલાવે છે. પ્રતિનિધિથી રાજ્ય ચાલતું હોય છે ત્યાં રાજાની સત્તા ઘણી નબળી અને નામનીજ થઇ જાય છે; કેમકે તેવી સ્થિતિમાં મુખ્ય અમલદારોની મરજી ને અનુમતિ ઉપર ઘણો આધાર રહે છે, ને તેઓ ખાસ કરીને સંકટના વખતમાં રાજાઓના હુકમની બેદરકારી કરી અથવા તેમની સામે થઇ

તેઓને સહજમાં ઉખેડી નાખે છે. વળી પોતાના કામની અવ્ય-વસ્થા થવાથી એવો રાજા લોકો ઉપર જુલમ પણ ગુજારી શકતો નથી, કેમકે મુખ્ય અમલદાર તરીકે કામ કરનારા લોકો તથા પ્રજાવર્ગ સામાન્ય લોકોપર એટલી સત્તા ચલાવી શકે છે કે રાજાના નવા હુકમને તાબે થવાની ખાતર તેઓ ચાલુ કાયદાની વિરૂધ્ધ કદી અમલ કરતા નથી. આવા બારીક સમયમાં એ ભરોસો રાખી શકે તેવા માણસની એને હમેશાં ઘણી જરૂર પડે છે. આ ઉપરથી સ્પષ્ટ થાય છે કે સલાહશાન્તિના વખતમાં પ્રજાને કાયદા પ્રમાણે ચાલવા શિવાય બીજું કંઇ કામ ન હોવાથી, પ્રસંગ નથી આવ્યો ત્યાં સુધી તેમાંના દરેક જણ તેની તરફેણમાં બોલે છે, દરેક જણ છાતી ઠોકી વચન આપે છે, અને મરવાનું દૂર હોય છે ત્યારે મરવા તત્પર થાય છે; તેથી આવે સમયે જે જોમ છે તે ઉપરથી રાજાએ પોતાના કામનું બંધારણ બાંધવું નહીં. જ્યારે તોફાની વખત પાસે આવે છે ને ગડબડ શરૂ થાય છે, તથા રાજ્યનૌકાને પ્રજાની મદદની જરૂર પડે છે તે વખતે પોતાને માથે જોખમ હોરી લેવા ઘણાજ થોડાજણ તૈયાર થાય છે; અને આવો પ્રસંગ એકજ વાર બનવાનો સંભવ રહે છે, એટલે તેમાં જોખમ ને ભય પણ ઘણો રેહ છે. તેટલા માટે સઘળી જગ્યાએ, સઘળે વખતે અને સઘળે પ્રસંગે લોકોને પોતાના અમલની ને લશ્કર વગેરેની વ્યવસ્થાની મદદની જરૂર પડે, તેમજ હમેશને માટે તેઓ એકનિષ્ઠાથી ને ખરા મનથી તેના પ્રત્યે વર્તે, એવા પ્રકારનાં આચરણ દીર્ઘદર્શી અને ડાહ્યા રાજાએ રાખવાં.



# ભાગ ૧૦ મો.

## સઘળા પ્રકારનાં રાજ્યની શક્તિનું અનુમાન શા ઉપરથી થઇ શકે છે.

અમુક રાજ્યની શક્તિ કેટલી છે એ કોઇ તપાસવાની ઇચ્છા રાખતો હોય તો તેણે પહેલાં એટલો વિચાર કરવો જોઇએ કે તેના રાજા પાસે પોતાની મેળે પોતાના રાજ્યનું રક્ષણ કરવા જેટલી સત્તા અને મુલક છે કે કેમ? વધારે સ્પષ્ટ રીતે જણાવીએ તો જે રાજાઓ પોતાના માણસોની એકંદર સંખ્યા અગર ધનસંપત્તિને લીધે એક આખું લશ્કર ઉભું કરવા અને હુમલો કરનારને લડાઇમાં ઉતરવાનું કહેવા શક્તિમાન હોય તે રાજાઓને હું રાજ કરવા લાયક ગણું છું; અને જેઓ રણસંગ્રામમાં દુશમનને સામા મળવા હિંમત ધરતા નથી, પણ પોતાની હદમાંજ રહેવાની અને બને તેટલે દરજ્જે તેનું રક્ષણ કરવાની જેમને જરૂર પડે છે, તેઓને હું નબળા રાજા ગણું છું. આવા રાજાઓને બીજા માણસો ઉપરજ આધાર રાખવો પડે છે. પહેલા પ્રકારના રાજાઓ સંબંધી અગાડી બોલવામાં આવ્યું છે, અને પ્રસંગ આવે વધારે કહેવામાં આવશે. બીજા પ્રકારના રાજાઓ સંબંધી વધારે કહી શકાય તેમ નથી; પણ એટલું કહેવું બસ છે કે તેમણે પોતાના આખા દેશને માટે માથાઝીક કરવાને બદલે પોતાના મુલકના રાજધાની નગરને જોઇએ તેટલું કોટ કિલ્લાથી મજબુત કરવું. જે રાજા આ પ્રમાણે કરશે અને પોતાની પ્રજા સાથે પહેલાં જણાવેલી રીત પ્રમાણે વર્તશે તે રાજા ઉપર હુમલો કરતા પહેલાં કોઇપણ માણસ ઘણો વિચાર કરશે; કારણ કે જે મુશકેલ કામ છે તેમાં સાહસથી અગાડી પડવા પહેલાં લોકો સાધારણ રીતે ઘણા સાવચેત ને ચોકસ રહે છે. તેમજ જે શેહેરનું કોટકિલ્લાથી સારી રીતે રક્ષણ થયું હોય, અને જેમાં જોઇએ તેટલો ખોરાક વગેરે

સામાન ભરી રાખેલો હોય, અને લોકોનો ભાવ રાજા ઉપર સંપૂર્ણ હોય, તેવા શેહેરપર હુમલો કરવો એ કંઇ જેવી તેવી વાત નથી.

**જર્મની** દેશનાં ઘણાંખરાં શેહેરો સ્વતંત્ર છે; અગરજો તેમનો વિસ્તાર ઘણો થોડો હોય છે તોપણ તેમની મરજી પડે ત્યારે શેહેનશાહને તેઓ તાબે થાય છે. તેઓના પોતાના શેહેરનું રક્ષણ એવી સરસ રીતે થયેલું હોય છે કે શેહેનશાહ કે રાજ્યના બીજા કોઇપણ રાજાની તેમને લેશ માત્ર દહેશત હોતી નથી. તેઓના શેહેરની દિવાલ એવી મજબુત હોય છે, તેની આસપાસની ખાઇઓ એટલી ઊંડી હોય છે, તેઓના બાંધકામ એવા વ્યવસ્થિત અને જોઇતા સામાનથી ભરપૂર હોય છે, તેમજ તેમાં તોપ વગેરે એવી રીતે ગોઠવેલી હોય છે, વળી લશ્કરી અને ખોરાકી સામાન બાર માસ સુધી ચાલે એટલો હમેશાં તેમના કોઠાર વગેરેમાં ભરેલો રાખવા એમની એટલી કાળજી હોય છે, કે તેમાંનું એક શેહેર પણ લેવું એ દરેક માણસને ઘણી મુશકેલીનું અને લાંબી મુદ્દતે પણ પાર ન પડે તેવું કામ લાગે છે. આ ઉપરાંત વળી ગરીબ લોકોને ખવડાવવા વગેરેનો બોજો આખી પ્રજાને માથે પડે નહીં તેટલા માટે, અને તેમનો નિર્વાહ સારી રીતે ચાલે તે સારૂ ઉદ્યોગશાળા વગેરે તૈયાર હોય છે. આ શાળાઓમાં એક વર્ષ સુધી ગરીબ લોકો કામ કરે છે, તેથી કરીને શેહેરને જરૂરની વસ્તુઓ તેમાં તૈયાર કરી તેઓ પૂરી પાડે છે, તથા પોતાના ઉદ્યોગથી પોતાના ગુજરાન જેટલું પેદા કરે છે. લશ્કરી કવાયત ત્યાં આગળ સારી રીતે શીખવેલી હોય છે અને તે જારી રાખવા સારૂ તેમણે ઘણા કાયદા રચેલા હોય છે, તેમજ તેમનામાં સારા રિવાજ પડેલા હોય છે.

આ હકીકત ઉપરથી સ્પષ્ટ થાય છે કે જે રાજાનું શેહેર મજબૂત થયલું હોય છે, અને જેણે લોકોની પ્રીતિ સંપાદન કરી હોય છે તેને હેરાન કરવો એ કામ સહેલું નથી; અને જે હે-

રાન કરવાની ઇચ્છા રાખે છે તે આખરે પસ્તાય છે, કેમકે આ દુનિયાના કારભાર એટલા જૂદા જૂદા પ્રકારના હોય છે કે એક શેહેરને ઘેરો ઘાલીને કોઇ લશ્કરને સતત એક વર્ષ સુધી એમના એમ પડી રહેવું એ ઘણું અશક્ય છે. કોઇ કદાચ એમ કહેશે કે લોકનાં ઘર, વાડી વગેરે શેહેરની બાહાર હોય છે તે લુટાઇ જતાં ને બળી જતાં જોવાની કોઇની ધીરજ રહી શકશે નહીં; અને પોતાને નુકસાન થવાનો સંભવ જણાશે તો પોતાના રાજાને ભૂલી જશે. આના ખુલાસામાં મારૂં કહેવું એવું છે કે ડાહ્યો અને ચાલાક રાજા પોતાની પ્રજાને હિંમત આપી, તથા તેમને લાંબો વખત સુધી સંકટ ભોગવવું પડશે નહીં એવી કેટલીક વાર ધીરજ આપી, કેટલીકવાર દુશમનનાં ઘાતકી અને ક્રૂર કૃત્યોની વાતો કરી તેમની વિરૂધ્ધ લાગણી ઉત્પન્ન કરી, અને કેટલીક વાર વધારે ગડબડીયા તથા ઉદ્ધત હોય તેમને યુક્તિથી દબાવી દઇ તથા પ્રસંગ પ્રમાણે અનેક ઉપાયો યોજી આવી પડેલું સંકટ સહજ દૂર કરી શકશે. વળી સાધારણ રીતે રિવાજ એવો છે કે શત્રૂઓ આવતી વેળાએજ અને જ્યારે દરેક માણસ જુસ્સામાં આવેલો હોય છે તથા રક્ષણ કરવાપરજ તેનું લક્ષ હોય છે તે વખતે, શેહેરની બહારનો ભાગ તેઓ બાળી મૂકે છે, અને ત્યાં લુટફાટ ચલાવે છે; તેટલા માટે શેહેર બાહારનાં ઘર અને વાડીઓ સંબંધી રાજાએ વિશેષ કાળજી રાખવી નહીં; તેમ તેને માટે ધાસ્તીમાં રહેવું નહીં; કેમકે જેટલું નુકસાન થવાનું હતું તેટલું તો થઇ ગયું હોય છે અને ત્રણ ચાર દિવસ પછી લોકોની વૃત્તિ પાછી શાન્ત થશે અને તેઓ ગંભીરતાથી વિચાર કરવા લાગશે ત્યારે તેમને જણાશે કે કંઇ ઉપાય રહ્યો નથી અને તેટલાજ માટે વધારે ઉત્સાહથી રાજાનો પક્ષ કરશે. વળી રાજાના બચાવમાં પોતાનાં ઘર અને જાગીરનો પોતે ભોગ આપ્યો તેથી રાજા ઉપર તેમણે ઉપકાર કીધો છે એવું તેઓ ગણશે. વળી માણસની પ્રકૃતિ એવી છે કે પોતા ઉપર

ઉપકાર થયો હોય તેમાં તેને આનંદ લાગે છે તેના કરતાં પોતે બીજા ઉપર ઉપકાર કીધો હોય તેમાં તેને વધારે આનંદ લાગે છે. આ ઉપરથી સઘળી બાબતોનો બરોબર વિચાર કરવાથી જણાય છે કે રાજા ડાહ્યો ને દીર્ઘદર્શી હોય તથા ખોરાક અથવા રક્ષણ માટે લોકોને કોઇ વાતે ઉણું પડવા દેતો નહીં, તો પ્રજાની પ્રીતિ મેળવવી એટલુંજ નહીં, પણ તે જાળવવી, તેમજ લાંબો મુદત સુધી ઘેરો ઘાલેલો રહે તો તે વખતે તેમના મનમાં ધીરજ રખાવવી એ કામ કંઇ વિકટ નથી.

## ભાગ ૧૧ મો.

### ધર્મસત્તાક રાજ્યો.

જૂદા જૂદા પ્રકારનાં રાજ્યો સંબંધી ઉપર વિવેચન કરવામાં આવ્યું છે. હવે ધર્મસત્તાક રાજ્યો વિષે કહેવાનું બાકી રહ્યું છે. એવા રાજ્યો મેળવવામાંજ એક વાર ભારે મુશીબત પડે છે; કેમકે તે મેળવવામાં નસીબ અગર સદ્‌ગુણની જરૂર પડે છે; પછી તે જાળવી રાખવાને એકેની જરૂર રહેતી નથી; કારણ કે ખ્રિસ્તિ ધર્મમાં ધર્મસત્તા બાબત કેટલાક નિયમો ને કાયદા છે, તે હમેશાં સર્વમાન્ય હોય છે, ને તેને આધારે આવાં ધર્મસત્તાક રાજ્યોને ટેકો મળે છે. વળી આ નિયમો એટલા બધા સત્તાવાળા હોય છે કે ધર્માધિકારી રાજાની વર્તણુક ગમે તેવી હોય તોપણ તેનો દરજ્જો હલકો પડવા દેતા નથી, કે તેનું માન કમી થવા દેતા નથી. અજાયેબ જેવું એ છે કે જેના તાબામાં ઘણો મુલક આવેલો હોય છતાં તેનું રક્ષણ કરવાની તેમને જરૂર ન હોય, તેવા રાજાઓ ફક્ત આજ છે. તાબામાં પ્રજા હોય છતાં તેમને માટે ખાસ કાળજી રાખતા ન હોય, એવી પ્રજા આવાજ રાજાની છે; વળી પોતાના મુલકનું રક્ષણ ન કરવા છતાં કોઈ તેમના પાસેથી તે લઇ લેતું

નથી; તેમ પ્રજાનું કલ્યાણ કરવા કદી તેઓ કાળજી રાખતા નથી તોપણ તે કદી અસંતોષી માલમ પડતી નથી. માણસની બુદ્ધિ અને યુક્તિથી ન ચાલતાં આવું રાજ્ય દેવતાઈ શક્તિથી ચાલતું હોય એવું જણાય છે; અને તેથી આખી દુનિયાનાં રાજ્યો પૈકી આવાં રાજ્યો સર્વથા સુખી અને નિર્ભય હોય છે. એવાં રાજ્યો વિષે હું વધારે કહેવા માગતો નથી; કેમકે જે રાજ્ય ઇશ્વર પોતે સ્થાપીને ચલાવતો હોય છે, તેના સંબંધી કંઇપણ વધારે ઓછું કહેવું એ માણસને તદન અઘટિત છે, ને તેમ કરવામાં તેનું અભિમાન માલમ પડે છે. તથાપિ રાજકીય પ્રકરણમાં ધર્મસત્તા આટલી બધી શી રીતે વધી ગઇ એવી શંકા કોઇના મનમાં સહજ ઉત્પન્ન થશે ને તે સ્વભાવિક છે; કારણકે **એલેક્ઝાન્ડર**ની પહેલાં **ઇટાલી** દેશના નાના મોટા સર્વે રાજાઓ, સરદારો, માનકારી વગેરે, ધર્મસત્તા પ્રબળ માનતા નહોતા એટલુંજ નહીં, પણ તેને કંઇ હીસાબમાં પણ ગણતા નહોતા. પરંતુ ફ્રાન્સના રાજાને ચોંકાવીને તેની સામા થવાની, તેમજ **ઇટાલી** દેશમાંથી તેને જતા રહેવાની ફરજ પાડવા જેટલી ધર્મસત્તા પ્રબળ જોવામાં આવે છે, તે ઉપરાંત **વેનિશ્યન** લોકોનો પણ તેણે નાશ કીધો હતો; આ સઘળાનું કારણ અગાડી જણાવવામાં આવ્યું છે ખરૂં, છતાં કેટલેક દરજ્જે તે ફરીથી સમજાવવું નિરર્થક ગણાશે નહીં એમ હું ધારૂં છું.

**ઇટાલી** દેશમાં ફ્રાન્સનો રાજા **ચાર્લ્સ** દાખલ થયો ત્યાર પહેલાં તે દેશ **પોપ, વેનિશ્યનો, નેપલ્સનો રાજા, મિલાનનો ડયુક** અને **ફ્લોરેન્ટાઇન** લોકો—એમના તાબામાં હતો. આ સઘળા સમર્થ રાજકર્ત્તાઓમાંના કેટલાકને એવી કાળજી રાખવાની જરૂર હતી કે બહારનો રાજા **ઇટાલી**માં લશ્કર લઇને દાખલ થાય નહીં, અને કેટલાકને એવી કાળજી રાખવાની હતી કે માંહોમાંહેમાંથી એક જણ બીજા કોઇનું રાજ્ય છિનવી લે નહીં. બીજા

બધાઓને ઈર્ષા લાવવા જેવા ખાસ બે જણ હતા. એક **પોપ** અને બીજા **વેનિશ્યનો. ફેરારા**ના બચાવ વખતે સઘળા એકત્ર થયલા તેવી રીતે **વેનિશ્યન** લોકોને અંકુશમાં રાખવાને બીજા સઘળા એકત્ર થતા હતા. **પોપ**ને દબાયલો રાખવાને **રોમન સ-રદારો**એ ઘણી મદદ કીધી હતી. **પોપ**ની ખુદ નજર આગળ તેમના **ચુર્સિનો** અને **કોલોનેસો** એવા બે પક્ષ હમેશાં હથિયારબન્દ રહી ઘડીયે ઘડીયે લડાઇ કરતા હતા. આ કારણથી **પોપ** પોતાની સત્તા બતાવી શકતો નહોતો, પરંતુ લાંબો વખત સુધી એ સત્તા નિર્બળ અને નામનીજ રહી હતી. અગર જો વચમાં વચમાં **સે-ક્ટસ** જેવા હિમતવાન પોપ થઈ ગયા, તોપણ ઉપર જણાવેલી મુશીબતો તઓ પોતાની હિમ્મત, બુદ્ધિ કે નશીબથી દૂર કરી શકયા નહાતા. આનું મુખ્ય કારણ એ હતું કે તેઓ ઘણી ટુંકી મુદ્દત સુધી **પોપ**ની ગાદી ભોગવા શકયા હતા. તેમાંના ઘણા ખરા દશ વર્ષસુધી તે ગાદી ઉપર રહી શકયા હતા; તેથી એટલી ટુંકી મુદ્દત આ પક્ષોમાંના એકને પણ દબાવી દેવાને બસ નહોતી. વળી **કોલોનેસાના** પક્ષ જ્યારે નાબુદ થયો હતો, ત્યારે **ચુર્સિની** પક્ષની સામે નવો શત્રુ ઉભો થયો હતો, અને તેથી **કોલોનેસી** પક્ષ પાછો તેજીમાં આવ્યો ને તેમની સતા પ્રહેલાના જેવી થઇ હતી. **ઇટાલી** દેશમાંજ આ પ્રમાણે સ્પર્દ્ધા, ઈર્ષા ને દ્વેષ ચાલતાં હતાં, તેથી કરીનેજ એ દેશમાં **પોપ**ની હાક વાગતી નહોતી, ને કોઇને પણ એની ધાસ્તી રહી નહોતી. આ બનાવો બન્યા પછી **એલેકઝાન્ડર છઠ્ઠો પોપ**ની ગાદી ઉપર આવ્યો ને એણેજ ફકત બધાને બતાવી આપ્યું કે પૈસા ને સત્તાના બળથી **પોપ** કેવાં પરાક્રમ કરી શકે છે. **ફ્રેન્ચ** લોકોએ **ઇટાલી**પર હુમલો કીધો, તેનો લાભ લઇને **ડ્યુક વેલેન્ટાઇન**ની મદદથી તેણે શું શું કામ કીધું, તે **ડ્યુક**ના સંબંધના કામોમાં અગાડી બતાવવામાં આવ્યું છે. અગરજો **ડ્યુક**ને મોટી પદવી મે-

ળવી આપવાની જેટલી એને ખાયશ હતી તેટલી **ધર્મસત્તાનો** ફાયદો કરવાની **નહોતી**, તોપણ પહેલા માટે એણે જે જે મહેનત કીધી, તેથી બીજાને લાભ મળી શકયો ખરો; કેમકે તે **પોપ** ગુજરી ગયો અને **વેલેન્ટાઈન**નું જોર નરમ પડી ગયું, એટલે તે બન્ને જણાએ મેળવેલી સત્તા સઘળી ધર્માધિકારી પોપના તાબામાં આવી. એની પછી **જુલિયસ** ગાદીએ આવ્યો. તે વખતે તેને ધર્મસત્તા ઘણીજ પ્રબળ સ્થિતિમાં માલમ પડી. **રોમાના** તદન તેના તાબામાં હતું, **રોમના** સરદાર સઘળા મરી ફીટયા હતા, અને તેમના પક્ષોને **એલેક્ઝાન્ડરે** દબાવી નાખ્યા હતા. વળી પૈસા ઉત્પન્ન કરવા તથા તેનો સંગ્રહ કરવા એક નવોજ રસ્તો શોધી કાઢવામાં આવ્યો હતો. આ રસ્તાનો **જુલિયસે** વધારે સારો ઉપયોગ કરવા માંડયો અને તેથી **બોલોના** જીતવાનો ફકત નહીં, પણ **વેનિશ્યન** લોકોને વશ કરવાનો અને **ફ્રેન્ચ** લોકોને **ઈટાલી**માંથી કાઢી મૂકવાનો, તેણે વિચાર કરવા માંડયો. આ બધાં કામોમાં તે ફતેહ પામ્યો, એટલે પછી તેનો લાભ પોતે જાતે ન લેતાં તે સઘળો ધર્મસત્તા વધારવામાં તેણે વાપર્યો, તેથી તેની આબરૂ ઘણી વધી ગઇ. **કોલોનેસી** તથા **ચુર્સિની** લોકોના પક્ષ તેની કારકીર્દીની શરૂઆતમાં જેવી સ્થિતિમાં હતા, તેવી સ્થિતિમાં એણે જાળવી રાખ્યા અને અગરજો બંડ ઉઠાવવાને માટે બંને પક્ષમાંથી આગેવાન નિકળી આવે તેમ હતું, તેમ છતાં પણ બે કારણોને લીધે તેઓ ગુપચુપ બેશી રહેતા હતા: એક તો ધર્મસત્તાની પ્રબળ સ્થિતિથી તેઓ ડરતા રહેતા હતા; અને બીજું કારણ એ હતું કે તેમનામાં **કાર્ડિનલ** નહોતા; તેમનું અસંતોષનું મૂળ કારણ આજ હતું, અને જ્યાં સુધી તેમાંના કોઇને તે પદવી મળે નહીં ત્યાં સુધી અસંતોષ બંધ પડે તેવો સંભવ નહોતો.

હાલના ધર્માધિકારી **પોપ લીઓ** ધર્મસત્તા અતિપ્રબળ સ્થિતિએ પહોંચી, તે વેળાએ ગાદીપર આવ્યા છે, તેથી જેમ

બીજાઓએ પોતાના શસ્ત્રબળથી ધર્મસત્તા વધારી છે, તેમ આ **પોપ** પોતાના પ્રમાણિકપણાથી અને બીજા અનેક સદ્ગુણથી એથી પણ ઘણી વધારશે, અને પોતાને માટે લોકોના મનમાં વધારે પૂજ્ય બુદ્ધિ ઉત્પન્ન કરશે એવી આશા રાખવામાં આવે છે.

## ભાગ ૧૨ મો.

## સૈન્ય કેટલા પ્રકારનું હોય છે તે વિષે અને ભાડુતી લશ્કર વિષે.

શરૂઆતમાં જણાવ્યા પ્રમાણે રાજ્યના જૂદા જૂદા પ્રકાર બાબત ઉપર કહેવામાં આવ્યું છે; તેમના બંધારણ તથા તેમના ગુણદોષ વિષે, તેમજ રાજ્યો મેળવવા તથા તેમનું રક્ષણ કરવા ઘણાક લોકોએ જે ઉપાય કામે લગાડેલા તે બાબતનો વિચાર પણ આવી ગયો. હવે પરરાજ્યપર હુમલો કરવા તથા સ્વરાજ્યનું રક્ષણ કરવા બીજી કંઇ બાબતોની જરૂર છે, તેનો સામાન્ય વિચાર કરવો જોઇયે.

અગાડી એક વાર એવું કહેવામાં આવ્યું છે કે રાજાએ પોતાના રાજ્યનો પાયો મજબુત નાખવો જોઇએ, નહીંતર થોડા સમયમાં આખું રાજ્ય તુટી પડવાનો સંભવ રહે છે.

હરેક પ્રકારના—નવા, જુના કે મિશ્ર—રાજ્યના મુખ્ય પાયામાં સારા કાયદા અને સારૂં લશ્કર છે; અને જ્યાં સારૂં લશ્કર ન હોય ત્યાં સારા કાયદા હોઇ શકે નહીં, અને લશ્કર સારૂં હોય તો કાયદા પણ સારા હોય છે, તેટલા માટે કાયદા વિષે કંઇ વિચાર ન ચલાવતાં લશ્કર સંબંધી અહીં વિવેચન કરવામાં આવે છે. જે લશ્કરથી રાજા પોતાના રાજ્યનું રક્ષણ કરે છે તે ચાર પ્રકારનું

હોય છે*—પોતાનું, ભાડુતી, મદદગાર અથવા મિશ્ર ભાડુતી. મિશ્ર ભાડુતી લશ્કરથી કંઇ ફાયદો થતો નથી, તેમજ તે રાખવું જોખમ ભરેલું છે. જે રાજા ભાડુતી લશ્કરની આશા રાખી રાજ્ય ચલાવવાની ઇચ્છા રાખે છે તે કદી નિર્ભય રહી શકતો નથી; કારણ તે લોકો લોભી હોય છે, તેમનામાં માંહોમાંહે ફુટ હોય છે, તેઓ કવાયત બરોબર શિખેલા હોતા નથી, તેઓ નિમકહરામ હોય છે એટલે વિશ્વાસપાત્ર હોતા નથી; સ્નેહી પ્રત્યે તેઓ ગર્વિષ્ઠ હોય છે ને શત્રુ આગળ નમી પડનારા હોય છે; ઇશ્વરથી તેઓ ડરતા નથી, અને કોઇપિણ માણસ માટે તેમના મનમાં સારો ભાવ હોતો નથી. આવાં કારણોને લીધે જે માણસ તેમના ઉપર ભરોસો રાખે છે તેનો નાશ થવામાં લાંબી મુદત લાગતી નથી. શાન્તિના વખતમાં તેઓ તમારાથી જૂદા પડે છે; અને લડાઇના વખતમાં તેઓ તમને છોડીને જતા રહે છે. આનું કારણ એજ કે એમના મનમાં કંઇ સ્વદેશપ્રીતિની કે પોતાની આબરૂ જાળવવાની લાગણી હોતી નથી, અને તેથી રણસંગ્રામમાં પુઠ ફેરવવી એ હીણું કામ છે, એવું તમને કદી લાગતું નથી. તેમને તો ફક્ત પગારનો વિચાર હોય છે, ને તે કંઇ એવું સબળ કારણ નથી કે જેથી તેઓ લડાઇમાં કોઇને માટે પોતાનો જાન આપે. જ્યાં સુધી લડાઇમાં ઉતરવાનો પ્રસંગ નથી આવ્યો ત્યાં

---

* ટીપ—આ વિષયની પૂરતી સમજ પડવા સારૂ આ ચાર શબ્દના અર્થ અસલમાં નથી તો પણ અહીં આપવાની જરૂર જણાય છે:—

'પોતાનું લશ્કર' એનો અર્થ સઘળાજ જાણતા હોવા જોઇએ—પોતે પગાર આપી કવાયત્ત વગેરે શિખવી હમેશાં તૈયાર રાખેલું સૈન્ય તે. 'ભાડુતી લશ્કર' એટલે પ્રસંગ આવે તે વખતે પારકાના સૈન્યની જેટલા દિવસ જરૂર હોય તેટલાજ દિવસનો પગાર આપી બોલાવેલું હોય તે. આવા પ્રકારના સૈન્ય ઉપર પોતાનો કાબુ રહેતો નથી અને તેમને કવાયત વગેરે સારી આવડે છે એમ પણ હોતું નથી. 'મદદગાર લશ્કર' એટલે એકાદ સ્નેહી રાજા પાસેથી અગર સરદાર પાસેથી પ્રસંગ પ્રમાણે મદદ માગી જે લશ્કર બોલાવેલું હોય તે. ઉપરના ત્રણ પ્રકારમાંથી ગમે તે બે પ્રકારના લશ્કરને એકઠા કરવાથી ઉભું થયલું લશ્કર 'મિશ્ર લશ્કર' કહેવાય છે.

સુધી તેઓ ઘણા સારા દેખાવા પ્રયત્ન કરે છે, પરંતુ લડાઇમાં ઉતરવાની વાત આવી કે તેઓ તરતજ લડાઇ પહેલાં નોકરી છોડી જતા રહેશે અગર લડાઇમાં ગયા પછી ત્યાંથી નાશી જશે.

આની સાબીતીના દાખલા આપવા મુશ્કેલ નથી. **ઇટાલી** દેશના રાજ્યાધિકારીઓએ ઘણાં વર્ષ સુધી આવા ભાડુતી લશ્કર ઉપર આધાર રાખ્યો હતો, અને તેજ કારણને લીધે તેનો નાશ થયો હતો. આ લશ્કરે કદાચ કેટલાક વર્ષ ઉપર અમુક માણસને સારી મદદ આપી હશે અને માંહોમાંહે સારી રીતે વર્ત્યા હશે; પણ પરાયી બળવાન પ્રજાએ તેમનાપર હુમલો કીધો કે તરતજ તેમનામાં કેટલું વિત્ત હતું તે તેમણે બતાવી આપ્યું અને તે ઉપરથી દુનિયાની પણ ખાતરી થઇ ગઇ હતી કે અણીની વખતે તેમના ઉપર વિશ્વાસ રાખી શકાય નહીં. આજ કારણને લીધે **સાતમા ચાર્લ્સે ઇટાલી** દેશમાં પગપેસારો કીધો હતો. વળી અમારી પોતાની ચૂકને લીધેજ અમારા ઉપર આફતો આવી પડી છે એવું એક ગ્રંથકારે કહ્યું છે તે સત્ય છે. પણ જે ચૂકો તેણે ગણાવી છે તે ખરૂં કારણ નથી, પણ મેં ઉપર ગણાવેલી છે તેજ છે. આ ચૂકો ઘણે ભાગે રાજાઓએજ કીધી હતી અને તેના બદલામાં તેમનેજ વધારે નુકસાન ભોગવવું પડયું હતું. પણ આ બાબતને લગતી હકીકતની તપાસ કરીયે, કે જેથી તે લશ્કરો ઉપર કેટલો થોડો વિશ્વાસ રાખી શકાય, તેમજ તે કેવી અપૂર્ણ સ્થિતિમાં હોય છે તેનો સહજ ખ્યાલ આવી શકે. આવા ભાડુતી લશ્કરના અમલદારો ક્યાં તો ઘણા હિંમતવાળા માણસો હોય છે, અગર નાહિંમતવાન હોય છે. જો તેઓ હિંમતવાળા હોય છે તો તમે કદી નિર્ભય રહી શકોજ નહીં, કેમકે તમારી નોકરીમાં રહ્યા પછી તમને પોતાને દબાવી દઇને, અગર તમે જેનું રક્ષણ કરવાની ઇચ્છા રાખતા હો તમના ઉપર જુલમ ગુજારીને તેઓ સઘળો અધિકાર મેળવવાની હમેશાં ઇચ્છા રાખે છે. જો તે અમલદારો હિંમતવાળા નથી હોતા તો પણ તમારો નાશ થવાનો સંભવ

રહે છે. કોઇ કદાચ એમ કહેશે કે ભાડુતી લશ્કરના અમલદારો હો કે બીજા લશ્કરના હો, તોપણ તે સઘળાજ આ પ્રમાણે કરવાના; તો એના ખુલાસામાં મારૂં કહેવું એમ છે કે દરેક લડાઇની વ્યવસ્થા કયાં તો રાજા પોતે કરે છે, અગર પ્રજાસત્તાક રાજ્ય તરફથી થાય છે. રાજાને તો પોતાનેજ જવાની જરૂર પડે છે અને લશ્કરી અમલદારનું કામ કરવું પડે છે. પ્રજાસત્તાક રાજ્ય તરફથી લડાઇ ચાલુ થઇ હોય તો, તેમના તરફથી એક સારા માણસને સર્વાનુમતે પસંદ કરી મોકલવામાં આવે છે. આ માણસ જો રીતસર વર્તતો નથી તો તરત તેને બદલવામાં આવે છે. જો તે પોતાની ફરજ સારી રીતે બજાવે છે તો તેને ચાલુ રાખવામાં આવે છે, પણ તેની સત્તા ઉપર એટલો અંકુશ રાખવામાં આવે છે કે તેનાથી જરા ચસાતું નથી. વળી અનુભવ ઉપરથી ખરેખર એમ માલમ પડે છે કે રાજા એકલા અથવા પ્રજાસત્તાક રાજ્ય તરફથી નિમાયલા સેનાપતિ એકલાએ, પોતાના ખાનગી લશ્કરની મદદથી લડાઇમાં ઘણી બહાદુરી બતાવી યશ મેળવ્યો છે, પરંતુ ભાડુતી લશ્કરથી હમેશાં હાનિજ થઇ છે. વળી લશ્કરી કવાયત જાણનારી પ્રજાવાળું પ્રજાસત્તાક રાજ્ય જો પોતાનાજ સૈન્ય ઉપર આધાર રાખે છે, અને પોતાના બળ શિવાય બીજાની મદદની દરકાર રાખતું નથી તો તે લાંબો વખત સુધી ટકી શકે છે ને સેહેજમાં બીજાથી જીતી શકાતું નથી કે છીનવી લેવાતું નથી; તેમજ લશ્કર સઘળું બહારનું હોય તે વખતે થાય છે તે પ્રમાણે તે રાજ્યના એકાદ માણસના તાબામાં એવું રાજ્ય તરત જતું નથી. પોતાનાજ શસ્ત્ર બળથી તથા પોતાનાજ લશ્કરના બળથી **રોમ** અને **સ્પાર્ટા** પોતપોતાની સ્વતંત્રતા લાંબી મુદ્દત સુધી જાળવી શકયાં હતાં. **સ્વિટ્ઝરલાંડ**ના લોકો પોતાના પડોસીઓ કરતાં વધારે શૂરા છે અને તેથી તેઓ વધારે સ્વતંત્ર છે. ભાડુતી લશ્કરથી થતી હાનિનો બીજો એક જૂનો દાખલો આપણને **કાર્થેજ**નો મળી આવે છે. **રોમન** લોકોની

સાથે પહેલો વિગ્રહ થયો તેની અંતે, પોતાનાજ માણસો ઉપરી અમલદારો હતા, તે છતાં પોતે રાખેલાં ભાડુતી લશ્કરથી પોતાનો નાશ લગભગ થઇ જવાની સ્થિતિમાં **કાર્થેજ** આવી પડયું હતું.

**ઈપેમિનોન્ડાસ**ના મરણ પછી **થીબન** લોકોએ **મેસિડોન**ના **ફિલિપ**ને પોતાનો સેનાધિપતિ બનાવ્યો તેણે તેમના શત્રુઓનો નાશ કીધો ખરો, પરંતુ તેમને પોતાને તેણે પોતાના ગુલામ બનાવી દીધા. **ડયુક ફિલિપ** ગુજરી ગયો ત્યારે, **મિલાન**ના લોકોએ **વેનિશ્યન** લોકોનો પરાભવ કરવા **ફ્રાન્સેસ્કો શેર્ઝા**ની મદદ માગી. **ફ્રાન્સેસ્કો**એ **કેરેવોગચો** આગળ શત્રુઓને હરાવ્યા ખરા, પરંતુ પોતાના ધણીનેજ તાબે કરી દેવાના હેતુથી તેની સાથે પછવાડેથી મળી ગયો. **ફ્રાન્સેસ્કો**નો બાપ પહેલાં **નેપલ્સની રાણી જોઆન**ની નોકરીમાં હતો; તે એકાએક પોતાનું લશ્કર લઇ તેની નોકરીમાંથી ખસી ગયો, અને તેને તદન નિરાધાર સ્થિતિમાં મૂકી ગયો, તેથી ફરીને **એરેગોન**ના **રાજા**નો આશ્રય લેવાની તેને જરૂર પડી હતી. અગરજો **વેનિશ્યન** અને **ફલોરેન્ટાઇન** લોકોએ થોડાક વખતથી આ ભાડુતી લશ્કર રાખી પોતાનું રાજ્ય વધાર્યું છે, અને તેમના સરદારોએ તેમને ગુલામ ન બનાવતા, તેમને ઊંચી પદવીએ ચઢાવ્યા છે, તેમ છતાં પણ **ફલોરેન્ટાઇન** લોકોએ આ લશ્કરનો ઉપકાર માનવા કરતાં, પોતાના સારા નસીબનો ઉપકાર માનવો ઘટે છે. આનાં અનેક કારણો હતાં. જે સરદારોની તેમને કેટલેક દરજ્જે ખરેખરો ધાસ્તી હતી તેમાંના કેટલાક તો ઉત્તેજન મળે એવી ફતેહ મેળવી શક્યા નહોતા, કેટલાકના ઉપર અંકુશ વધારે હતો, અને કેટલાકે પોતાની ઇચ્છેલી વસ્તુ પ્રાપ્ત કરવા જૂદાજ રસ્તા પકડયા હતા. જે જીત મેળવી શક્યા નહોતા તેમાં **ગિયોવેની એકયુટો** એક હતો. આ માણસ કેટલે દરજ્જે

નિમકહલાલ હતો, પણ તે જાણવાનો તથા તેની કસોટી કાઢવાનો જોગજ આવ્યો નહોતો; પરંતુ એટલું તો બધા જાણતા હતા કે તે ફતેહ પામ્યો હોત તો **ફ્લોરેન્ટાઇન** લોકો એના હાથમાં આવી પડતે, ને એ પાણી પાતે તેટલું પીવાનો તેમનો વખત આવતે. **પીઝાની** સામે તેના કટ્ટા શત્રુ ઉભા ને ઉભા હતા, તેથી તે એક બીજાને વધવા દે તેમ નહોતું. **ફ્રાન્સેસ્કો, બ્રાકિસ-ઓ** વગેરે જેવા બીજા મોટા સરદારો હતા ખરા, પણ **ફ્રાન્સે-સ્કોનું** લક્ષ **લોમ્બાર્ડિ** તરફ, ને **બ્રાકિસઓનું પોપની** સત્તા તરફ ને **નેપલ્સના** રાજ્ય તરફ લાગેલું હતું.

હવે કેટલાક તાજા બનેલા બનાવોપર લક્ષ આપીયે. **પોલ વિટેલી** નામનો એક શાણો માણસ હતો, અને ખાનગી ગૃહ-સ્થની સ્થિતિમાંથી તે ઘણે ઊંચે દરજ્જે પહોંચી ગયો હતો. તેને **ફ્લોરેન્ટાઇન** લોકોએ પોતાનો સરદાર બનાવ્યો હતો. જો **પોલ પાઈસા** શેહેર તાબે કરી શક્યો હોત, તો **ફ્લોરેન્ટાઇન** લોકો ચું કે ચાં કીધા વિના એના કહ્યા પ્રમાણેજ વર્તતે; કેમકે એમની નોકરી છોડી એમના શત્રુની નોકરીમાં એ ભરાયો હોત તો જરૂર તેમનું આવી બનતજ; જો કદાપિ તેજ જગ્યાએ એને ચાલુ રાખતે તો થોડા વખતમાં એ તેમનો રાજાજ થઇ બેસતે.

**વેનિશ્યન** લોકોની હકીકતનો વિચાર કરતાં જણાય છે કે જમીન ઉપર પોતે રાજ્ય મેળવવા યત્ન કરવા માંડયા ત્યાર પહેલાં, જ્યાં સુધી તેઓ પોતાનાજ લશ્કરથી પોતાના કામની વ્યવસ્થા કરતા હતા, ત્યાં સુધી તેઓ સાવધગીરીથી અને માન આપવા લાયક રીતે વર્તતા હતા એવું જણાય છે. એ વખતમાં સઘળું કામ તે શેહેરના ગૃહસ્થો અને સાધારણ લોકો કરતા હતા, ને તેમણે ઘણાં સારાં ને મહત્વનાં કામ કીધાં છે. પરંતુ જમીન ઉપર પોતાની સત્તા ચલાવવાની તેમણે શરૂઆત કીધી એટલે

પહેલાના જેવી વ્યવસ્થા તેઓ રાખી શક્યા નહીં, અને **ઇટાલી**ના સામાન્ય રિવાજ પ્રમાણે કામ કરવા લાગ્યા, તેથી તેમની પ્રતિષ્ઠા ઘણી ઘટવા માંડી. યુરોપના જૂદા જૂદા ભાગપર તેઓએ જીત મેળવવા માંડી ત્યારે તેમના તાબામાં વધારે પ્રાંતો નહોતા, તેમ બહાર તેમની પ્રતિષ્ઠા ઘણી હતી. તેથી તે વખતે તો પોતાના સરદારોની તેમને ધાસ્તી લાગતી નહોતી; પણ પછીથી **કાર્મિનોલા**ના સેનાધિપત્ય નીચે પોતાના રાજ્યનો વિસ્તાર કરવા માંડ્યો, ત્યારે તેમને પોતાની ભૂલ માલમ પડવા લાગી; કારણકે તેના ઉપરીપણા નીચે **મિલાન**ના **ડ્યુક**ની સામે લડાઇ કરી ઘણી જીતો મેળવી ત્યારે તે બહાદુર સરદાર છે એવી તેમની ખાતરી થઇ, પરંતુ પછવાડેથી તેમની નોકરીમાં ચાલુ છતાં તે થંડો અને નિરૂત્સાહી થયલો જણાયો, ત્યારે તેમને લાગ્યું કે તેની મદદથી હવે મોટાં પરાક્રમ કરી મોટી જીતો મેળવવાની આશા ફોગટ છે. આ વખતે મેળવેલાં રાજ્યો ગુમાવી દેવાની ધાસ્તીને લીધે તે લોકો, એ સરદારને પોતાની નોકરીમાંથી દૂર કરવા રાજી નહોતા, તેમ તેમનામાં એટલી શક્તિ પણ નહોતી, તેટલા માટે પોતાનું રક્ષણ કરવાની ખાતર તેને મરાવી નાખવાની તેમને જરૂર પડી હતી. આના પછી **બાર્ટોલોમિઓ ડ બર્ગામો, રોબર્ટો ડ સેન સેવેરિનો** અને **કોન્ટી ડી પિટિલિયાનો**, વગેરે **વેનિશ્યન** લોકોના સરદાર થઇ ગયા. આવા માણસોના ઉપરીપણા તળે રહેવાથી લાભ મેળવવા કરતાં મેળવેલું ખોઇ બેસવાનો વધારે સંભવ હતો, ને એ પ્રમાણે થોડા વખત પછી **વેઈલા** આગળ બનાવ બન્યો હતોજ. અતિશય મહેનત તથા મુશકેલીથી છેલ્લાં આઠસોં વર્ષોથી જેટલું તેઓ મેળવતા આવ્યા હતા તેટલું તેઓએ તે એક લડાઇમાંજ ગુમાવ્યું હતું. ખરૂં જોતાં આ આશ્ચર્ય પામવા જેવું નથી, કારણ ભાડુતી લશ્કરની મદદથી જીતો મેળવતાં ઘણો વખત જાય છે, કંટાળો ઉત્પન્ન થાય છે અને તેમાં પણ ઘણા થોડા

મુલક મેળવી શકાય છે; પણ તેમને લીધે જે નુકસાન ને હાનિ થાય છે તે ઘણીજ ઝપાટાબંધ અને ચમત્કારિક હોય છે. ઇટાલી દેશમાં ઘણાં વર્ષો થયાં ભાડુતી લશ્કરથી સઘળી વ્યવસ્થા ચલાવવામાં આવે છે અને તે દેશનાંજ અત્રે ઉદાહરણો આપવામાં આવેલાં છે તેથી તે બાબત હજી થોડો વધારે વિચાર કરવો અયોગ્ય ગણાશે નહીં. **ઇટાલી**માં **રોમન બાદશાહી**નું જોર જ્યારે ઓછું થવા લાગ્યું, અને **પોપે** રાજ્યખટપટમાં ભાગ લઇ પોતાની સત્તા વધારવા માંડી ત્યારે **ઇટાલી**ની અંદર અનેક નાનાં નાનાં ને સ્વતંત્ર રાજ્યો થઈ ગયાં; કેમકે કેટલાંક મોટાં શેહેરોમાં અમીર-વર્ગના તથા બીજા મોટા લોકો પહેલાં બાદશાહના માનીતા હોવાથી સાધારણ લોકો ઉપર જુલમ ગુજારતા હતા, તેમની સામે તે સાધા-રણ લોકોએ હાથ ઉપાડયો ને શસ્ત્ર લીધાં. આ વખતે રાજ્યકારભારમાં માન મેળવવાના હેતુથી **પોપે** તેમને મદદ કીધી. બીજાં કેટલાંક શેહેરોને તેના વતનીઓએજ કબજે કીધાં ને પોતે તેના રાજાઓ થઇ પડયા; આવાં કારણોને લીધે બાદશાહી બદલાવાની સાથે, **પોપ**ની અને બીજાં કેટલાક માણસોની **ઇટાલી**માં સત્તા વધી પડવાથી જૂદાં જૂદાં સ્વતંત્ર રાજ્યો થઇ ગયાં, અને ધર્માધિકારીઓને તથા નવા રાજાઓને શસ્ત્રનો ઉપયોગ કેવી રીતે કરવો તેની માહિતગારી ન હોવાથી પરદેશીઓને તેમણે પોતાની નોકરીમાં દાખલ કરવા માંડયા. આવા ભાડુતી લશ્કરને અગાડી પાડી પ્રતિષ્ઠામાં આણનાર પહેલવહેલો માણસ **રોમાના**નો **આલ્બેરિગો ડ કોમો** હતો. બીજા સરદારો પૈકી, પોતાના સમયમાં **ઇટાલી**માં ખળભળાટ કરનારા, **બ્રાકિસઓ** અને **શેર્ઝા** આ **કોમો**ના શિષ્યો હતા. તેમની પછી જે જે સરદાર થયા તે આજ સુધી **ઇટાલી**માં લશ્કરના સેના-પતિનું કામ કરતા આવ્યા છે. આ લોકોના આચરણનું અને કામ કર-વાની રીતનું પરિણામ એ આવ્યું કે **ચાર્લ્સ રાજા**એ **ઇટાલી**પર

ચઢાઇ કીધી, **લુઈએ** તેમાં લુટફાટ ચલાવી, **સ્પેનના રાજા ફીરાન્ડે** તેમાંનાં સઘળાં રાજ્યને ધુળ ભેગાં કીધાં, ને **સ્વિઝર્લાન્ડના** લોકોએ **ઈટાલીનો** બધી મેળવેલી કીર્ત્તિનો નાશ આણી તેને અપજશમાં લાવી મૂક્યો. આ કામ માટે તે **સ્વિસ** લોકોએ નીચે જણાવેલા ક્રમ મુજબ કીધું હતું. શરૂઆતમાં તેઓએ **ઈટાલી** દેશના પાયદલનું માન ઘટાડી દીધું. આમ કરવાનું ખાસ કારણ એ હતું કે તેમનું પોતાનું રાજ્ય નાનું હતું અને તે પોતાનાજ ઉદ્યોગથી જાળવી રાખવાનું હતું, તેથી થોડું પાયદલનું લશ્કર હોય તો તેમનું કામ સાર્થક થઇ શકે નહીં, તેમ મોટું લશ્કર તેઓ નિભાવી શકે તેમ નહોતું. આટલા માટે તેઓએ પોતાના લશ્કરમાં ફેરફાર કરી પાયદલને બદલે ઘોડેસ્વાર રાખ્યા; આ સ્વારોની ધીમે ધીમે તેઓએ ટુકડી બાંધવા માંડી, અને પોતાના સારા સારા માણસોને સારી નોકરી કરેલી તેના બદલામાં તેના સરદારો મનાવ્યા. આ પ્રમાણે ઘોડેસ્વારની ફોજ તેઓએ એટલી બધી વધારી કે ૨૦ હજાર માણસના લશ્કરમાં ૨૦૦૦ માણસનું પાયદલ ભાગ્યેજ હોય. વળી પોતાને અગર પોતાના લશ્કરને કંઇપણ ઇજા થાય નહીં, તેમ મહેનત પડે નહીં ને ધાસ્તીમાં રહેવું પડે નહીં, તેવી રીતના બને તેટલા ઉપાય તેઓએ યોજવા માંડયા. લડાઇમાં કોઇને મારી નાખવા નહીં, પણ એક બીજાને કેદ પકડવા, અને પછવાડેથી કોઇને પણ કંઇ ઇજા કીધા શિવાય અગર પૈસા લીધા શિવાય તેમને છોડી દેવા; એવી લડવાની રીત તેઓએ દાખલ કીધી. કોઇપણ શેહેરને ઘેરો ઘાલ્યો હોય ત્યારે રાતે લોકો નિરાંતે સુતા હોય તે સમયે તેમનાપર તોપ બંદુકના બહાર ચલાવતા નહીં, તેમજ શેહેરના લોકો છાવણીમાં આવી અચાનક છાપો મારતા નહીં. ભળતેજ વખતે જઇ ગુપ્ત રીતે લોકોને તેઓ ત્રાસ આપતા નહીં કે ખાઇ વગેરે ખોદતા નહીં. વળી શિયાળો આવતો કે લડાઇ ચલાવવી બંધ કરતા. આ બધું જે

કરવામાં **આવતું** તે તેમના લશ્કરી **અમલદારોની** બેદરકારીપણાને લીધે હતું એમ સમજવાનું નથી, પણ એ પ્રમાણે કામ કરવાની તેઓએ રીતજ પાડી હતી. આ રીત દાખલ કરવાનો હેતુ ઉપર જણાવ્યો તેજ હતો, કે લડાઇમાં જે માણસોને દાખલ કરવામાં આવે તેમને જેમ બને તેમ ઓછી મહેનત આપવી, અને તેમના મનમાં જેમ બને તેમ ધાસ્તી ઓછી રહે તેમ કરવું. આવી યુક્તિઓ રચવાથી **ઇટાલી** દેશ પરાધિન સ્થિતિમાં આવી પડયો ને તેનાં રાજ્યો અસ્તવ્યસ્ત થઇ ગયાં.

---

## ભાગ ૧૩ મો.

---

### મદદગાર, મિશ્ર અને રાજાના પોતાના લશ્કર વિષે.

મદદગાર લશ્કર એ એક બીજા પ્રકારનું નુકસાનકારી લશ્કર છે. કોઇ સમર્થ રાજાને પોતાના રક્ષણ તથા મદદને માટે વિનંતી કરી હોય ને તે લશ્કર મોકલે તે મદદગાર લશ્કર કહેવાય છે. થોડાજ વર્ષપર **ફેરારાપર** ચઢાઇ કરતી વેળાએ, ભાડુતી લશ્કર બોલાવવાથી કેટલું નુકશાન થાય છે તેનો અનુભવ થયાથી, **પોપ જુલિયસે** મદદગાર લશ્કર બોલાવવાનો વિચાર કીધો હતો, ને તેપરથી **સ્પેનના રાજા ફીરાન્ડ** લશ્કર સાથે આવીને પોતાને મદદ કરે એવો તેની સાથે એણે કરાર કીધો. આવું મદદગાર લશ્કર જે રાજાનું હોય તેને તો કંઇ અડચણ પડતી નથી, પણ જે માણસ તેની મદદ માગે છે તે ખચીત હેરાન થાય છે. લડાઇમાં તે લશ્કર હારે છે તો તો એને બેશક ધોકકો લાગવાનોજ; અને જો તે જીતે છે તો તેની મરજી પ્રમાણે એને વર્તવું પડે છે. પ્રાચીન ઇતિહાસમાંથી આવા દાખલા ઘણા મળી આવે છે, પરંતુ **પોપ જુલિયસનો** તાજોજ દાખલો હું અહીં આપું છું. **ફેરારા-**

પર ચઢાઇ કરી તે વખતે પારકા દેશના માણસોના હાથમાં સઘળો કારભાર મૂકી દીધો એ ખરેખર એણે ઘણું ઉદ્ધત અને અવિચારી પગલું ભર્યું હતું. પણ સારે નસીબે એક ત્રીજોજ અણધાર્યો બનાવ બન્યો, ને તેથી એના અવિચારી કૃત્યનું ફળ એને મળતું અટક્યું; કેમકે તેનું મદદગાર લશ્કર **રેવેના** આગળ પરાભવ પામ્યું ત્યારે **સ્વિસ** લોકો આવી પહોંચ્યા અને જીત મેળવનારાઓને તેમણે હરાવી કાઢ્યા. આ બનાવ બનવાથી હાર પામેલા દુશમન લોકોના હાથમાં સપડાતો તે બચી ગયો, તેમજ બીજાજ લોકોની મદદથી એણે શત્રુપર જીત મેળવી હતી તેથી પોતાના મદદગાર મિત્રોના તાબામાં રહેવાની એને જરૂર પડી નહીં. **ફ્લોરેન્ટાઇન** લોકો પાસે લશ્કર હતું નહીં તેથી **પાઇસા** તાબે કરવા સારૂ તેમણે ૧૦,૦૦૦ ફ્રેન્ચ લોકોને પોતાની નોકરીમાં રાખ્યા. આમ કરવાથી પહેલાં તેમને જે જે મુશકેલી પડેલી તે વખતના કરતાં વધારે ભારે સંકટમાં તેઓ આવી પડયા. **કોન્સ્ટાન્ટીનોપલના બાદશાહે** પોતાના પાડોશીની વિરૂદ્ધ થવા દશ હજાર **તુર્ક** લોકોને **ગ્રીસ** દેશમાં મોકલ્યા હતા, પરંતુ લડાઇ પૂરી થઇ ત્યારે તેઓને **ગ્રીસની** બહાર કાઢી શકાયા નહીં, અને મુસલમાન લોકોએ બીજા દેશોની સ્વતંત્રતાનો નાશ કરી તેમને ગુલામની સ્થિતિમાં લાવી મૂકવાનો જે રવૈયો પાડયો હતો તેની અહીંઆ શરૂઆત કરવા માંડી. આ ઉપરથી સ્પષ્ટ સમજાય છે કે જેને બીજાં રાજ્ય જીતવાની અપેક્ષા નથી, તેણે ભલે એવા લશ્કરની મદદ લેવી, કેમકે ભાડુતી લશ્કર કરતાં આવું મદદગાર લશ્કર વધારે હાનિકારક છે. આ લશ્કરના માણસો હમેશાં એકમતના હોય છે અને તેમનાપર અધિકાર જૂદાજ માણસનો હોય છે તેથી તેમની મદદ લેનારનો નાશ ઝટ આવે છે. ભાડુતી લશ્કર એકજથે બંધાયલુ હોતું નથી, પણ માણસોને જૂદા જૂદા દેશમાંથી બોલાવીને નોકરીમાં રાખેલા હોય છે; તેથી એવું લશ્કર જીત મેળવે, તોપણ જેની નોકરીમાં તેઓ રહ્યા હોય

છે તેમને નુકસાન પહોંચાડતાં તેઓ ઘણો કાળ લેછે, ને ઘણા પ્રસંગ વિતવા દે છે. આ સાથે વળી તે રાજા તરફથીજ જો તે લશ્કરનો સરદાર નિમાયો હોય તો તેને નુકસાન પહોંચે એટલી બધી સત્તા તેઓ સહજ મેળવી શકતા નથી. ટુંકામાં, ભાડુતી લશ્કરમાં આળસ ને બીહકણપણું હોય તો તે ધાસ્તી રાખવા જેવું છે, અને મદદગાર લશ્કરમાં બહાદુરી ને ચંચળતા ધાસ્તી રાખવા જોગ છે. તેટલા માટે ડાહ્યો ને વિચારશીલ રાજા આવા લશ્કરની મદદ કદી લેતો નથી, પણ પોતાનાજ લશ્કર ઉપર આધાર રાખે છે. બહારના લશ્કરની મદદથી જીત મેળવવાના કરતાં પોતાનું લશ્કર રાખી હાર પામવી એ તે વધારે પસંદ કરે છે, કેમકે બીજા લોકની મદદથી મેળવેલી જીત એવો માણસ ખરી જીત ગણતો નથી. ઉદાહરણ તરીકે **સીઝર બોર્જિયા**નો દાખલો આપવો અયોગ્ય ગણાશે નહીં. એક મદદગાર લશ્કર, જેમાં બધાંજ માણસ ફ્રેંચ લોકો હતા, તે સહિત આ **ડ્યુકે રોમાના** ઉપર હુમલો કીધો, ને તેની મદદથી એણે **ઇમોલા** અને **ફર્લી** તાબે કીધાં. પણ પછવાડેથી મદદ કરવામાં તેઓનું મન કાચું દેખાવા માંડયું, અને પોતાની સ્થિતિ નિર્ભય ન લાગી ત્યારે, તેમના કરતાં ઓછાં ધાસ્તી ભરેલાં ધારીને એણે ભાડુતી લશ્કરોની મદદ લેવાનો વિચાર કીધો; ને **ચુર્સિની** તથા **વિટેલી**નાં લશ્કરો એણે પોતાની નોકરીમાં રાખ્યાં. પરંતુ તેઓ પણ અસ્થિર મનનાં, નિમકહરામ અને હાનિકારક છે એવું એને જણાવ્યું ત્યારે તેમને નોકરીમાંથી કાઢી મૂકયા, ને ત્યાર પછી પોતાના લશ્કર શિવાય બીજા કોઇની મદદ એણે લીધી નહીં. **ચુર્સિની** અને **વિટેલી**નાં લશ્કરો તેની નોકરીમાં હતાં તે વખતની તેની પ્રતિષ્ઠા, અને પોતાનુંજ લશ્કર રાખ્યું તે વખતની તેની પ્રતિષ્ઠામં કેટલો ફેર હતો તેનો વિચાર કરીશું તો તે બે જાતનાં લશ્કરમાં કેટલો તફાવત છે એ આપણને માલમ પડી આવશે. જ્યારે પોતાના લશ્કરની કુમકે તે કુદવા લાગ્યો ત્યારે એની કીર્ત્તિ ઘણી વધી,

અને સ્વતંત્ર રીતે પોતે લશ્કર રાખી શકે છે એવી લોકોને ખબર પડી એટલે તે ઘણુંજ માન પામવા લાગ્યો.

**ઈટાલી** દેશના મેં દાખલા આપવા માંડયા છે એટલે તે દેશ છોડી બીજા દેશના દાખલા આપવા મારી ઇચ્છા થતી નથી; તેમાં ખાસ કરીને આપણા જાણીતા દાખલા તેમાંથી મળી આવે છે તો બહાર શોધવા જવાની જરૂર નથી; તેમ છતાં પણ **સાયરાકયુસ**ના **હાયરો**નો દાખલો આપવાની અહીંઆં ખાસ જરૂર છે. **સાયરાકયુસ**ના લશ્કરનું સરદારીપણું મળ્યા પછી એને તરતજ જણાયું કે ભાડુતી લશ્કર ઉપર આધાર રાખી શકાય તેમ નથી. પછી એને જ્યારે લાગ્યું કે તેને ચાલુ રાખવાથી અથવા કાઢી મૂકવાથી એકે રીતે નિર્ભયપણું રહેવાનું નથી, ત્યારે પહેલાં જણાવી ગયા છિયે તે પ્રમાણે એણે એવી યુક્તિ કીધી, કે તે સઘળાને એકી વખતે કતલ કરી નાખવામાં આવ્યા; આમ કીધા પછી બહારની મદદ વગર ફકત પોતાના લશ્કરની મદદથી એણે લડાઇ ચલાવવા માંડી.

આને બંધબેસ્તો એક દાખલો 'ઓલ્ડ ટેસ્ટેમેંટ' નામના ખ્રિસ્તીઓના ધર્મશાસ્ત્રમાં આવેલો છે. **ફિલીસ્ટાઇન** લોકોના મુખ્ય સરદાર **ગોલિહા**ની સામે થવાને **સોલ**ની મદદે **ડેવિડ** આવ્યો, ત્યારે તેને ઉત્તેજન આપવાની ખાતર **સોલે** તેને પોતાનાં શસ્ત્ર વગેરે બંધાવ્યાં; પણ **ડેવિડે** અજમાયસ કરી જોઇ તો તેને તે ઠીક પડયાં નહીં, તેથી તે હથિયાર એને ફાવતાં નથી અને પારકાનાં હથિયારવડે સારૂં કામ થઇ શકે નહીં એવું એણે જણાવ્યું; અને પોતાનાં હથિયાર, જે ફકત એક તરવાર અને ગોફણ હતાં તેજ લઇને શત્રુની સામે જવાની રજા માગી. ટુંકામાં, કહેવાની મતલબ એટલીજ કે બીજા માણસનાં શસ્ત્ર ઘણે ભાગે ફાવતા આવતાં નથી ને તે કોઇવાર ઘણાં મોટાં હોય છે, કોઇવાર ઘણાજ ટુંકા હોય છે ને કોઇવાર ઘણાજ વજનવાળાં હોય છે; સબબ પોતાનાં

હથિયારથી કામ થાય છે તેટલું બીજાનાં શસ્ત્ર લઇ કામ કરવાની ધારણા રાખીયે તો તે સારી રીતે પાર પડી શકેજ નહીં.

**અગિયારમા લુઇ** રાજાના બાપ **સાતમા ચાર્લ્સે** પોતાના બાહુબળથી તેમજ નસીબના બળથી અંગ્રેજ લોકોના હાથમાંથી પોતાના દેશને મુક્ત કીધા પછી, પોતાનું એક સ્થાયી લશ્કર જરૂર જોઇએ એવું એને લાગ્યું; અને તેથી તેણે ફ્રાન્સમાં ઘોડેસ્વાર તથા પાયદળનું એક સૈન્ય ઉભું કીધું. તેના પછી તેના પુત્ર **લુઇ રાજાએ** પોતાના પાયદળને રજા આપી દીધી, અને **સ્વિસ** લોકોને પગાર આપી નોકરીમાં રાખ્યા. આજ ભૂલ તેના વંશજોએ પણ ચાલુ રાખી, અને તેનું પરિણામ, હાલ સુધી જોઇએ છિયે તેવુંજ એ થયું કે **ફ્રાન્સનું** રાજ્ય હમેશાં ધાસ્તી ભરેલી સ્થિતિમાં રહે છે; કેમકે **સ્વિસ** લોકોની આબરૂ વધારી, પોતાના સઘળા પાયદળને રજા આપી, પોતાની પ્રજાને તેણે હલકી પાડી દીધી; વળી પોતાના ઘોડેસ્વારને બહારના લશ્કરી સિપાઇ સાથેજ લડવાની એવી ટેવ પાડી દીધી કે હમેશાં **સ્વિસ** લોકોની સાથે સાથે લડવાનું રાખ્યાથી, ઘોડેસ્વારોના મનમાં એમજ આવી ગયું કે તેમના વગર તેઓ કંઇ કરી શકશે નહીં. આ ઉપરથી એવું સિદ્ધ થાય છે **સ્વિસ** લોકોની સામે **ફ્રેન્ચ** લોકો એક પણ પગલું ભરી શકતા નથી, તેમ તેની સહાયતા વગર કંઇ નવું કામ કરવા તેઓ હિંમત ધરશે નહીં. તેથી કરીને ફ્રેન્ચ લશ્કર મિશ્ર પ્રકારનું છે, કેમકે એમાં ભાડુતી, તેમજ દેશી લશ્કર છે. આવું મિશ્ર લશ્કર ફક્ત ભાડુતી કે ફક્ત મદદગાર લશ્કર કરતાં વધારે સારૂં છે ખરૂં, પરંતુ આ દાખલા ઉપરથી સંપૂર્ણ રીતે જણાઇ આવે છે તેમ, આખુંજ લશ્કર દેશી એટલે રાજાનું પોતાનું હોય તેનાં કરતાં આ મિશ્ર લશ્કર ઘણુંજ નઠારૂં છે એમાં શક નથી, કારણ કે **ચાર્લ્સની** પદ્ધતિ પ્રમાણે લશ્કર રાખી તેને કવાયત વગેરે કરાવી સુધારવામાં આવ્યું હોત તો બેશક **ફ્રાન્સ** દેશપર હુમલો કરવો પણ ભારે

પડત, તો તેને જીતવાની તો વાતજ શી કરવી. પરંતુ અવિચારી-પણાથી માણસ એવાં ઘણાં કામ કરે છે કે જેમાં દેખીતો લાભ જણાતો હોય, પણ તેની અંદર ગુપ્ત રીતે વિષના જેવા ગુણ રહેલા હોય છે. તેટલા માટે રાજ્યપદ મેળવી જે રાજા દીર્ઘદૃષ્ટિ રાખી, પાસે આવી પડે છે ત્યાં સુધી સંકટ જોઇ શકતો નથી તે રાજા દીર્ઘદર્શી અને ડાહ્યો ગણાતો નથી. ખરેખર આવી બુદ્ધિ ને ગુણ રાજામાં હોવા એ ઇશ્વરનીજ બક્ષીસ ગણવાની છે અને તેવી બક્ષીસ ઘણા થોડાને મળી શકે છે. **રોમન** રાજ્યની પડતીનું મૂળ કારણ આપણે તપાસીશું તો માલમ પડશે કે તેની શરૂઆત **ગોથ** લોકોને પોતાની નોકરીમાં રાખ્યા ત્યારથી થઇ છે, કેમકે તેમ કર-વાથી પોતાની પ્રજાનું શૌર્ય મંદ પડી ગયું અને તે શક્તિહીન થતી ગઇ, ને તેને બદલે **ગોથ** લોકોમાં જાણે શૌર્ય ને શક્તિ વધતાં ગયાં.

આ સઘળી હકીકત ઉપરથી એવો સાર નિકળે છે કે જોઇએ તેવું અને પોતાનુંજ લશ્કર રાખ્યા શિવાય કોઇ રાજા નિર્ભય રહી શકતો નથી, પણ સંકટ સમયે પોતાનું પદ જાળવી રાખવા પોતાનામાં વિત્ત ન હોવાથી તેને કેવળ નસીબ ઉપર આધાર રા-ખવો પડે છે. વળી બુદ્ધિમાન્ ને વિદ્વાન લોકોનો મત એવો છે કે પોતાના લશ્કરના બળ ઉપર આધાર રાખવાનું જે રાજાને સાધન નથી તે રાજા નામનોજ ગણી શકાય, ને એવું નામનું રાજ્યપદ ભોગવવું એના જેવી અસ્થિર અને નિર્બળ વસ્તુ દુનિયામાં એક પણ નથી. પોતાનું લશ્કર હોય તો તેમાં પોતાની પ્રજા, પોતાના દેશના વતની અગર પોતાના નોકરો દાખલ થઇ શકે છે, ને તેથી તે હાનિકારક નથી. પણ બીજાં બધાં લશ્કર ભાડુતી અગર મદદગાર હોય છે, ને તે હમેશાં હાનિકારક હોય છે.

આ પોતાના લશ્કરને કેવી રીતે શિક્ષણ આપવું તથા કવાયત કરાવવી અને તેમની વ્યવસ્થા કેવી રીતની રાખવી જોઇએ તે સ-મજવાની જરૂર છે. આના સંબંધમાં જે નિયમો મેં ઘડી કાઢેલા છે

તે વાંચવાથી, તેમજ **મોટા સિકંદર** રાજાના પિતા **ફિલિપે** તથા બીજા ઘણા રાજાઓએ, અને પ્રજાસત્તાક રાજ્યવાળાઓએ જે પદ્ધતિ રાખી હતી તે તપાસવાથી જરૂરની માહિતી મળી શકશે.

---

## ભાગ ૧૪ મો.

---

### પોતાના સૈન્ય સંબંધી રાજાનું કર્તવ્ય.

રાજાએ તો લડાઇ અને તેની કળા તથા કવાયતનોજ સદાકાળ વિચાર કર્યા કરવો જોઇએ; તે શિવાય બીજી કોઇ બાબતની ઇચ્છા કે વિચાર કે અધ્યયન કરવું નહીં; કેમકે રાજાને લાયક તો બેશક ફક્ત તેજ ઉદ્યોગ છે, અને તે એટલો બધો જરૂરનો છે કે જેમને વારસામાં રાજ્ય મળેલું હોય છે તેમનું તે રક્ષણ કરે છે એટલુંજ નહીં, પણ ખાનગી માણસોને તેવા ઉદ્યોગથી તે માન ભરેલી પદવી પણ મળી શકે છે. એથી ઉલટું, રાજા જ્યારે સુંવાળા થઇ જાય છે ને શસ્ત્રનો ઉપયોગ કરવાનો મૂકીને સુખ ને વૈભવ ભોગવવાની ટેવ પાડે છે ત્યારે તેઓએ સઘળું ગુમાવી દીધું હોય છે, તથા પોતાના રાજ્યમાંથી તેમને કાઢી મૂકવામાં આવેલા છે, એવાં પણ કેટલાંક ઉદાહરણ મળી આવે છે; કેમકે માણસ સત્તા મેળવે છે કે ગુમાવે છે તેનો મુખ્ય આધાર યુદ્ધકળા તરફ તેનું લક્ષ અગર દુર્લક્ષજ હોય છે. **ફ્રાન્સેસ્કો સ્ફોર્ઝાએ** યુદ્ધકળાનો જાતી અનુભવ મેળવી સાધારણ સ્થિતિમાંથી **મિલાનના ડ્યુકની** પદવી મેળવી; પણ એના છોકરાઓએ લડાઇની મેહેનત અને અડચણ વેઠવી પસંદ ન કરી, તેથી ડ્યુક હતા તોપણ સામાન્ય માણસની સ્થિતિમાં આવી પડયા; કેમકે યુદ્ધકળાથી રાજા અણવાકેફગાર હોય છે ત્યારે જે જે વિપત્તિ ને અડચણો તેને પડે છે તે ઉપરાંત લોકોમાં તેનું માન ઘટી જાય છે

ને તે ધિક્કારને પાત્ર થાય છે. આવી રીતે પોતાની કીર્તિને કદાપિ ઝાંખ ન લાગે તેવી રીતનું દરેક રાજાએ વર્તન રાખવું જોઇએ. વળી બળવાન અને નિર્બળ, સાવધ અને અસાવધ રાજાની સરખામણીજ થઈ શકે તેમ નથી, કેમકે શૂરવીર અને ઉદાર રાજા નિર્બળ અને બીહકણ રાજાને ખુશીથી નમીને ચાલે, અથવા બેફીકરા અને બાયલા રાજાઓ હોય તેઓ શૂરવીર, લડવૈયા અને ચાલાક રાજાઓમાં નિર્ભય રહી શકે એ અસંભવિત છે. તેટલા માટે યુદ્ધકળાથી અણવાકેફગાર રાજાને માથે જે જે સંકટો આવી પડવાનો સંભવ રહે છે તે ઉપરાંત તેનું પોતાનું લશ્કર તેને માટે પૂજ્યબુદ્ધિ રાખી તેને ચાહતું નથી, તેમ તેનાપર ભરોસો રાખતું નથી. રાજાએ તો યુદ્ધકળાના સંબંધનાજ હમેશાં વિચાર કર્યા કરવા જોઇએ ને તે તરફ કદી પણ દુર્લક્ષ રાખવું નહીં. સલાહશાન્તિના વખતમાં સુદ્ધાં તેણે એજ બાબતના વિચાર ચલાવ્યા કરવા. લડાઇનો પ્રસંગ હોય તે વખતના કરતાં શાન્તિના વખતમાં તો વધારે એકચિત્તથી મનન કરવું જોઇએ; આ બે પ્રકારે થઇ શકે છે, એક તનશક્તિ કામે લગાડવાથી, અને બીજું મનશક્તિ કામે લગાડવાથી. તનશક્તિ કામે લગાડવામાં એટલે જાતમહેનતથી કામ કરવાના સંબંધમાં પોતાના લશ્કરને સારી કવાયત કરાવ્યા કરવી અને તેમને હમેશાં મહાવરો રખાવવો જોઇએ; એટલુંજ નહીં, પણ ખુલ્લા મેદાનમાં જઇ જાતે મર્દાની ખેલો ખેલવા, તથા શિકાર વગેરે કરી શરીર કસવાની, તેમ ભૂખ તરસ વેઠવાની રાજાએ ટેવ પાડવી જોઇએ. વળી દેશની જમીન કેવા પ્રકારની છે, કિનારા વગેરે ક્યાં ક્યાં કેવા કેવા છે, પર્વતો કેટલા મોટા ને ઊંચા છે, ખીણો કેટલી લાંબી પહોળી છે તથા તેમાં વાંક ક્યાં ક્યાં આવેલા છે, મેદાનોનો વિસ્તાર કેવડો છે, નદીઓ કેવા પ્રકારની છે, તથા ઘાસવાળી ને ભીનાશવાળી જગ્યાઓ ક્યાં ક્યાં કેવી કેવી છે, એવા પ્રકારની જાદી જૂદી બાબતોની માહિતી એણે ઘણી કાળજીપૂર્વક

મેળવ્યા કરવી જોઇએ. આવી બાબતોનું મેળવેલું જ્ઞાન એને બે રીતે ઉપયોગી થઇ પડશે: એક તો એથી એને પોતાના દેશની સંપૂર્ણ માહિતી મળે છે; અને તેમ થવાથી તેનું રક્ષણ કેવી રીતે થઇ શકે એ વધારે સારી રીતે સમજી શકે છે; બીજું એ કે પોતાના દેશના જૂદા જૂદા ભાગોની સ્થિતિ જાણવાથી બીજા દેશોના અનેક ભાગોની સ્થિતિ કેવી હશે તેનો ખ્યાલ એને આવી શકે છે. પરાયા દેશની માહિતી મેળવવાની એને જરૂર પડે છેજ, તો આવું જ્ઞાન એને ઘણું લાભકારક થઇ પડવાનો સંભવ રહે છે. જૂદા જૂદા દેશમાં આવેલા ડુંગરા, ખીણો, મેદાનો, નદીઓ, ભીનાશવાળી જગ્યાઓ (દાખલા તરીકે ટસ્કનીમાં) એ સઘળાઓમાં કેટલાક પ્રકારનું મળતાપણું ને સરખાપણું હોય છે; તેથી કરીને એક ભાગના જ્ઞાનથી, બીજા ભાગમાં કેવું હશે તેની તે સહજ કલ્પના કરી શકે છે. જે રાજાને આ બાબતનું જ્ઞાન નથી હોતું, તેનામાં લશ્કરી સરદારનો ખરેખરો જરૂરનો ગુણ નથી એમ કહી શકાય; કેમકે દેશની સ્થિતિ જાણતો હોય તો, શત્રુપર શી રીતે અચાનક હુમલો કરવો, મુકામ કયાં કેવી રીતે કરવો, લશ્કરને કૂચ કેવી રીતે કરાવવી, લશ્કર શી રીતે ગોઠવવું અને કામ તરત સિધ્ધ થાય તેટલા માટે કોઇ શેહેરને ઘેરો કેવી રીતે ઘાલવો, એ સઘળી વાતો તે સારી રીતે જાણી શકે છે. **એકેયાના રાજા ફિલોપોમિનીસના** ચરિત્રનું વર્ણન લખતાં ઇતિહાસકારો જણાવે છે કે તેનામાં મોટામાં મોટો ને પખાણવા લાયક ગુણ એ હતો કે સલાહશાન્તિના સમયમાં લશ્કરી બાબતો શિવાય બાજા કશામાં તે પોતાનું મન લગાડતો નહોતો. તે જ્યારે પોતાના રાજ્યમાં પોતાના મિત્રોની સોબતમાં ફરવા નિકળતો ત્યારે ઘણીવાર એકાએક ઉભો રહેતો અને તેમની સાથે નીચે જણાવ્યા મુજબ અનેક પ્રકારની ગોષ્ઠિ ચલાવતો: ધારો કે

દુશમનો આ પેલી ટેકરી ઉપર હોય, અને આપણું લશ્કર આપણે ઉભા છિયે ત્યાં આગળ હોય તો એમાંથી કોને લાભ થવાનો સંભવ રહે છે? નિર્ભય રહી આપણે તેમની સામે ક્યાં આગળથી જઇ શકીયે? જો આપણે પાછા હઠવું હોય તો હાનિ પહોંચ્યા વગર કેવી રીતે તેમ કરી શકીયે? જો તેઓ પાછા હઠવા માંડે તો આપણે તેમની પાછળ ક્યાં આગળ થઇને જવાનું થાય? ઇત્યાદિ. આ પ્રમાણે મુસાફરી કરતી વેળાએ પણ લશ્કરની કેવી કેવી સ્થિતિ થઇ શકે તે બાબતનો વાદ ચલાવતો હતો. સામા માણસોનો તે અભિપાય લેતો, પોતાનો અભિપ્રાય દર્શાવતો, અને તેના સંબંધના મુદ્દાઓ આપતો. આ પ્રમાણે દર પ્રસંગે તે વિચાર કરતો તેથી એને એટલો બધો તો મહાવરો પડી ગયો હતો અને એ કામમાં તે એટલી બધી તો માહિતી ધરાવતો હતો કે તે સંબંધી એનું જ્ઞાન સંપૂર્ણ થયલું જણાતું હતું, અને લશ્કરને ગમે તેવી અડચણ પડતી અથવા તે ગમે તેવા સંકટમાં આવી પડતું તોપણ સહજમાં તેમને તેમાંથી તે મુક્ત કરી શકતો હતો.

મનશક્તિનો ઉપયોગ કરવાની બાબતમાં જણાવવાનું કે રાજાએ ઇતિહાસનો અભ્યાસ કરવો જોઇએ, અને સર્વોત્તમ મહા પુરૂષો થઇ ગયા હોય તેમનાં ચરિત્રોનું મનન કરવાની ટેવ પાડવી જોઇએ. આવા મહાપુરૂષોએ લડાઇમાં કેવું વર્તન રાખ્યું હતું તે, અને તેમનો જય કે પરાજય થયો હોય તેનાં કારણો તપાસવાં, કે જેથી કરીને પોતે લડાઇમાં જીત મેળવવા યત્ન કરી શકે, અને પરાજય થવાનાં કારણો હોય તે દૂર કરી શકે; મુખ્યત્વે કરીને તેણે અસલના વખતના એકાદ મોટા લડવૈયા સરદારનો દાખલો લેવો અને તેનાં સઘળાં કૃત્યો હમેશાં પોતાના લક્ષમાં રાખવાં, અને પ્રસંગ પ્રમાણે તેની માફક વર્તવું. આજ પ્રમાણે અસલના વખતના મહા પુરૂષોએ કીધેલું જણાય છે. **સિકંદર બાદશાહે એકિલિસનો**, **સિઝરે સિકંદરનો**, અને **સિપિઓએ સાઇરસનો** દાખલો

લીધો હતો. **ક્ષેનોફોને** લખેલું **સાઈરસનું** ચરિત્ર વાંચવાથી માલમ પડશે કે **સાઈરસનું** અનુકરણ કરવાથી **સિપિઓની** કીર્ત્તિ ઘણી વધી હતી, તેમજ તેના વિનય, મળતાવડાપણું, દયા અને ઉદારતા, એ ગુણોનું જેવું વર્ણન **ક્ષેનોફોને** કીધું છે તે પ્રમાણેજ સઘળા ગુણો **સિપિઓ**માં આવેલા હતા.

આ બધી હકીકત ઉપરથી સિદ્ધ થાય છે કે શાણા અને વિચાર શીલ રાજાએ ઉપર જણાવેલા નિયમો પ્રમાણે ચાલવું જોઇએ, અને-વિપત્તિના વખતમાં પોતાના ઉદ્યોગનો લાભ મળે, અને સંકટ આવી પડે ત્યારે હિંમત રાખી તે દૂર કરી શકે, તેટલા માટે સલાહશાન્તિના સમયમાં તેણે કદી પણ આળસુ થવું નહીં, એટલુંજ નહીં પણ પોતાની સઘળી શક્તિનો ઉપયોગ કરી જેટલું બને તેટલું યુદ્ધ કરવાનું જ્ઞાન મેળવવા સતત ઉદ્યોગ જારી રાખવો.

---

## ભાગ ૧૫ મો.

### લોકો અને મુખ્યત્વે કરીને રાજાઓ સ્તુતિ અથવા દોષને પાત્ર શાથી ઠરે છે.

રાજાએ પોતાની પ્રજા અને મિત્ર સાથે કેવી રીતે વર્તવું જોઇએ તે બાબત કંઇ વિચાર કરવાનું હવે રહે છે. આ વિષય ઉપર ઘણા ગ્રંથકારોએ અગાડી લખેલું છે તેથી એ બાબત હું વિશેષ લખું, અને તે પણ બીજા માણસોના મતની વિરૂધ્ધ મારૂં લખવું થાય, એ કદાચ મગરૂરીપણું ધારવામાં આવશે. પરંતુ લાગતા વળગતા સમજુ માણસોના ફાયદાની ખાતર લખવાનો મારો હેતુ છે, અને તેટલાજ માટે વસ્તુની કલ્પના કરી (અને કદી જોવામાં નથી આવતાં, તેમ-કદી ન થયલા એવાં રાજ્યો અને પ્રજાસત્તાક

રાજ્યો ઘણાઓએ કલ્પી કાઢેલાં છે) તે બાબત ઉપર વિચાર બાંધવાના કરતાં હાલ ખરેખરી વસ્તુ હૈયાતીમાં હોય તેના સંબંધમાં વિચાર આપવાનું મેં વધારે પસંદ કરેલું છે; કારણ કે માણસનું હાલનું વર્તન ખરેખરૂં જોઇએ તેના કરતાં તદન જુદુંજ છે, અને તેથી જે સ્થિતિ હોવી જોઇએ તેનો વિચાર કરવામાં હાલની ચાલુ સ્થિતિ માટે જે બેદરકાર રહે છે તે પોતાનું રક્ષણ શી રીતે કરવું તે જાણવાને બદલે પોતાનો નાશ વહેલો આણતાં શીખશે. કારણ દુનિયાદારીમાં એટલા બધા વિરૂદ્ધ પડતા ગુણો સમાયલા છે કે કોઇ સીધે રસ્તે ચાલનારો અને દરેક બાબતમાં પ્રમાણીકપણે વર્તવાની ઇચ્છા રાખનારો માણસ જરૂર ગોથાં ખાય છે ને તેને ભારે જોખમ હોરવું પડે છે. તેટલા માટે રાજ્યપદ જાળવી રાખવાની ઇચ્છા રાખનાર રાજાએ પોતે સહનશીલતાની ટેવ પાડવી જોઇએ, અને પોતાના કામની જરૂરીયાત જોઇને સારા નરસા થવાનું શીખવું જોઇએ. તેથી કરીને રાજા સંબંધી સઘળા કલ્પિત વિચારો બાજુએ મૂકી, ફક્ત ખરેખરી બાબતોની તપાસ ચલાવવા મારૂં કહેવાનું એવું છે કે વધારે ઊંચી અને માન ભરેલી પદવી ભોગવનારા સઘળા માણસોમાં, અને ખાસ કરીને રાજાઓમાં કંઇ નહીં તો કંઇ એવો ગુણ હોય છે કે જેથી તેઓ માનને પાત્ર થાય છે, અગર ધિક્કારને પાત્ર થાય છે. આટલાજ કારણથી કેટલાક ઉદાર ગણાય છે ને કેટલાક કૃપણ ગણાય છે; કેટલાક ધોતાળ હોય છે ને કેટલાક જોરજુલમ કરી ઝુંટવી લેનાર હોય છે; કેટલાક ક્રૂર હોય છે ને કેટલાક દયાળુ હોય છે; કેટલાક પ્રમાણિક ને કેટલાક નિમકહરામ હોય છે; કોઇક નિર્બળ અને હિમ્મત વગરના હોય છે, ને કોઇક લોભી ને જુસ્સા તથા હિમ્મતવાળા હોય છે; કોઇક સભ્ય ને કોઇક અભિમાની હોય છે; કોઇક કપટી ને કોઇ સાલસ; કોઇનો મિજાજ નઠારો ને ચીઢીયો હોય છે ને કોઇનો મળતાવડો ને શાંત હોય છે; કોઇક ધર્મિષ્ઠ હોય છે ને કોઇક નાસ્તિક હોય છે. ઉપર જણાવેલા સઘળા સારા ગુણ

રાજામાં હોવા જોઇએ, ને જેનામાં તેવા ગુણ હોય તે ઘણો સારો ગણાય એ વાતની કોઇ ના પાડનાર નથી. પરંતુ આવા ગુણ સઘળા હોવા અસંભવિત છે તેટલુંજ નહીં, પણ મનુષ્યની પ્રકૃતિ એવી છે કે તે સઘળા સારા ગુણ પ્રમાણે વર્તવું તદન અશક્ય છે. તેટલા માટે પોતાનું રાજ્ય જેથી ભોગજોગે જાય તેવા દુર્ગુણ, શી રીતે દૂર કરવા તે જાણતાં, એણે જરૂર શિખવું જોઇએ; બાકીના દુર્ગુણ માટે જો કે તે પરિણામે હાનિકારક ન હોય તોપણ તેથી દૂર રહેવા તેણે કાળજી તો રાખવીજ જોઇએ, પણ જો તે છુટે તેવા ન હોય તો એણે વિશેષ માથાફોડ કરવાનું રાખવું નહીં. વળી જે દુર્ગુણ વગર તે પોતાનું રાજ્ય જાળવી રાખી શકે નહીં તેવા દુર્ગુણને લીધે તેનું માન કમી થયું હોય તો તેની તેણે દરકાર રાખવી નહીં; કારણ કે નિષ્પક્ષપાતપણે વિચાર કરતાં જણાશે કે કેટલીક બાબતો ઉપર ઉપરથી જોતાં સદ્‌ગુણવાળી માલમ પડે છે, છતાં તે પ્રમાણે આચરણ કરતાં જરૂર તેથી હાનિ થાય છે; તેથી ઉલટું જે ગુણો ઉપરથી જોતાં નઠારા જણાય છે તે પ્રમાણે રાજા જો અમલ કરે તો બેશક તેના રાજ્યમાં શાન્તિ પસરે અને તે નિર્ભયતાથી રાજ્ય કરે.

---

## ભાગ ૧૬ મો.

---

### ઉદારતા અને કૃપણતા વિષે.

હવે ત્યારે ઉપરના ભાગમાં જણાવેલા ગુણો પૈકી પહેલા બે લઇએ. ઉદાર ગણાવાથી ફાયદો થશે ખરો; પરંતુ તમારો ભય કોઇને લાગે નહીં એવા પ્રકારની ઉદારતાથી તમને હાનિ થયા વગર રહેશે નહીં; કેમકે સદ્‌ગુણની રાહે એનો ઉપયોગ થવો

જોઇએ તે પ્રમાણે થવાથી તે કોઇના જાણવામાં આવશે નહીં, તેમ તેના વિરૂદ્ધના ગુણ તમારામાં છે એવું ગણાયા વગર રહેવાનું નથી. તેટલા માટે લોકોમાં ઉદાર ગણાવાને સારૂ દરેક પ્રકારના વૈભવ અને ઠાઠ રાખવાની તેને જરૂર છે, અને આથી કરીને ઉદાર ગણાતા રાજાને તેવી જાતના ખરચ કરવામાં પોતાની સઘળી આવક ખરચી નાખવી પડશે, અને આખરે પોતાની પ્રતિષ્ઠા જાળવી રાખવા સારૂ તેને લોભીઆ થવાની તથા લોકો પાસે ગમે તે પ્રકારે પૈસા કઢાવનારો થવાની જરૂર પડશે. આમ થવાથી તેની પ્રજા તેને ધિક્કારશે, અને તે ગરિબ સ્થિતિમાં આવી પડશે ત્યારે દરેક જણ એનાથી નાસતા ફરશે. તેટલા માટે પોતાની ઉદારતાથી થોડાક માણસને રાજી રાખવાથી, અને ઘણાઓને ત્રાસ આપી નારાજ કરવાથી તેનાપર પહેલી આફત આવી પડવાની તેનું એને ભાન થાય છે, અને તેવી ધાસ્તી લાગવાની સાથે પાયમાલ થઇ જવાના ભારે જોખમમાં તે આવી પડે છે. આવો સંકટનો સમય તેના જાણવામાં આવે છે અને તેના ઉપાય શોધવા માંડે છે, ત્યારે તેનું વર્તન તદન ઉલટુંજ થઇ જાય છે અને ઉદારતાથી સારો ગણાતો તેજ પ્રમાણે લોભને લીધે તે લોકમાં ભુંડો ગણાય છે. આ ઉપરથી સાર એ લેવાનો છે કે, પોતાને નુકસાન ન પહોંચતાં લોકોમાં જાહેર થાય તેવી રીતે જે રાજા ઉદારતાનો ગુણ ધારણ કરી તેનો ઉપયોગ કરી શકતો ન હોય તેણે, જો ડાહ્યો હોય તો, લોભીનો આરોપ ભલે હોરી લેવો ને તેની દરકાર રાખવી નહીં; કેમકે લોકોનાપર વિશેષ બોજો નાખ્યા વગર તેમનું રક્ષણ બીજાઓના હુમલા વખતે કરી શકે છે, તેમજ બીજાઓના ઉપર તે હુમલા કરી શકે છે એટલી તેણે પોતાની કરકસરથી આવકમાં વધારો કીધો છે એવું તે લોકોના જાણવામાં આવશે એટલે તેઓ પોતેજ એને ઉદાર કહેશે; તેથી કરીને જેમની પાસેથી તે કંઇપણ લેતો નથી, ને જેમની સંખ્યા મોટીજ

હોય છે, તે સઘળા એને ઉદાર કહેશે અને જે થોડાને તે કંઇ આપતો નથી તેઓજ તેને કસરિયો કહેશે.

હાલના સમયમાં કૃપણ ગણાતા મહાપુરૂષો શિવાય બીજા કોઇએ ભારે ને અગત્યનાં કૃત્યો કીધાં નથી, ને ઉદાર ગણાતા રાજાઓ પાયમાલ થઇ ગયા છે. **પોપ જુલિયસ અગિયારમાએ** એ પદ મેળવવાને પોતાની ઉદારવૃત્તિનો ઉપયોગ કીધો હતો, પરંતુ ફ્રાન્સના રાજાની સાથે લડાઇ કરવા સારૂ તેણે ત્યાર પછી એવી વૃત્તિ સમુળગી બતાવી નહોતી. લાંબી મુદ્દત સુધી કરકસર કરીને તેણે લડાઇ જેવા અસાધારણ ખરચ માટે જોગવાઇ કરી રાખી હતી, તેથી લોકો ઉપર નવો કર નાખ્યા વગર અથવા તેમની પાસેથી પૈસા કઢાવ્યા વગર, ઘણીક લડાઇઓ તે લડી શકયો હતો. **સ્પેન**ના હાલના રાજાએ ઉદાર ગણાવાનો લોભ રાખ્યો હોત તો આટલા બધા કામને માથે લઇ શકત નહીં, તેમ આટલી બધી જીત મેળવી શકત નહીં. તેટલા માટે જો રાજા પોતાની પ્રજા પાસેથી પૈસા કઢાવતો હશે નહીં, પોતાનું રક્ષણ કરવાની તેનામાં શક્તિ હશે, તે પોતે દરિદ્રી તથા અળખામણો થશે નહીં. અને લોકોમાં પોતે લુટ ચલાવતો હશે નહીં તો લોકો તેને લોભી કહે તોપણ તેની તેણે દરકાર રાખવી નહીં, કેમકે એ એક એવો દુર્ગુણ છે કે જેથી તેના રાજ્યનું સારૂ રક્ષણ થઇ શકે છે. જો કોઇ એમ કહેશે કે **સીઝરે** પોતાની ઉદારતાથી રાજ્યપદ મેળવ્યું હતું, અને બીજા ઘણાઓ એવાજ પ્રકારનું માન મેળવી મોટા થયા છે, તો આવી રીતે ઉદારતાથી નુકસાન થાય છે એ કેમ કબુલ રખાય? આનો જવાબ એ છે કે જેઓ રાજાની પદવી ભોગવે છે તેઓ ઉદાર થવા જાય તો તેમને નુકસાનજ છે. રાજ્યપદ કે ઉચ્ચપદ મેળવવાને માટે ઉદારતાની જરૂર છે ખરી; અને **સીઝર** રાજ્ય મેળવવાની ઇચ્છા રાખતો તેથી એણે ઉદારતા બતાવી હતી; પરંતુ તે પદ મેળવ્યા પછી લાંબી મુદ્દત સુધી તે જીવ્યો હોત અને પોતાનો ખરચ કમી કીધો ન

હોત તો તે રાજ્ય પાયમાલ થઇ જાતજ. વળી કદાપિ એમ કહે-વામાં આવે કે ઘણાઓએ રાજ્યપદ મેળવી મોટાં લશ્કર રાખી ભારે કામો કીધાં છે અને તેની સાથે ઉદાર પણ ગણાયલા છે તો તેનો ખુલાસો નીચે પ્રમાણે છે. રાજા જે ખરચ કરે છે તે પોતાની ગાંઠની મિલકતમાંથી અગર પોતાની પ્રજાના કે બીજા લોકોના પૈસા ખરચે છે. જો પોતીકા પૈસા ખરચવાના હોય છે તો તેને કસરિયા થવાની જરૂર છે; જો બીજાનાજ પૈસા ખરચવાના હોય તો તો તેની મરજી પડે તેટલો ઉડાઉ થાય અને ઉદાર ગણાવામાં કંઇપણ કમીપણું ન રાખે તોએ ચાલે. પરંતુ જે રાજાને લોકો પાસેથી પૈસા કઢાવી તથા લુટ કરાવી લશ્કર રાખવાની જરૂર હોય છે તેને તો ઉદાર થવાની જરૂર પડે છે, ને તે તેવી વૃત્તિવાળો ન હોય તો તે લશ્કર તેને છોડી દે છે. અને **સિઝર, સાઇરસ** તથા **એલેક્ઝાન્ડર** જેવા જેમ બીજાને પૈસે ઉડાઉ થયા હતા; તેમ આવા રાજાને પોતાના કે પોતાની પ્રજાના પૈસા ખરચવાના નથી હોતા તેથી તેને ઉદાર થવું પરવડી શકે પણ ખરૂં; કારણ કે આવી રીત રાખવાથી તેનું માન ઘટવાને બદલે ઉલટું વધે છે. ફક્ત પોતાના પૈસા ખરચવાથી તેને હાનિ પહોંચે છે ને તે પાયમાલ થઇ જાય છે. વળી ઉદારતાથી રાજાને જેટલી હાનિ થાય છે તેટલી બીજા કશાથી થતી નથી, કેમકે ઉદાર થવાથી તે ગુણનો ખરો ઉપયોગ કેવી રીતે કરવો તે સમજવાની બુદ્ધિ મંદ થઇ જાય છે, તેની સાથે તે દરિદ્રી અને ધિક્કારને પાત્ર થાય છે, અને તેવી દરિદ્રી સ્થિતિથી દૂર રહેવાનો યત્ન કરવામાં આવે છે તો તે જુલમગાર ગણાય છે ને લોકોમાં અપ્રિય થાય છે. રાજાએ તો ધિક્કારપાત્ર કે અપ્રિય ન થવાય તેને માટે પૂરતો પ્રયાસ કરવો જરૂરનો છે, અને ઉદારતા ગુણનો ડહાપણથી ઉપયોગ કરવામાં આવે છે કે કેમ તેના ઉપર એ બન્નેનો આધાર રહે છે. આ બધી હકીકત ઉપરથી સ્પષ્ટ થાય છે કે ઉદાર ગણાવા કરતાં કૃપણ ગ-

ણવામાં વધારે ડહાપણ તથા ફાયદા છે. કૃપણ ગણાવાથી રાજાને ફક્ત માન નથી મળતું એટલુંજ, પરંતુ ઉદાર થવાથી આખરે જુલમગાર થવાની જરૂર પડે છે, અને તેથી માન મળતું નથી એટલુંજ નહીં, પણ તેવો રાજા ધિક્કારને પાત્ર થઇ અપ્રિય ને અળખામણો થઇ પડે છે.

## ભાગ ૧૭ મો.

### દયા અને ક્રૂરતા વિષે, તથા પ્રજાના મનમાં રાજાની બ્હીક હોય તે સારૂં કે તેને માટે ભક્તિભાવ હોય તે સારૂં તે વિષે.

હવે બીજા ગુણો કહ્યા છે તે બાબત વિચાર કરીયે. દરેક રાજાએ ક્રૂર ગણાવા કરતાં દયાળુ ગણાવાની ઇચ્છા રાખવી જોઇએ; પરંતુ એવી દયાનો ગેરઉપયોગ ન થાય એવી તેણે સાવચેતી રાખવી જોઇએ. **સીઝર બોર્જિયા** ક્રૂર ગણાતો હતો, પરંતુ એ ક્રૂરતાથીજ તેણે **રોમાના** તાબે કીધું, ત્યાંના લોકોમાં શાન્તિ પ્રસરાવી અને તેઓને નિમકહલાલ તથા વિશ્વાસપાત્ર બનાવ્યા. તેટલા માટે ખરોખર વિચાર કરતાં જાણાય છે કે **ફ્લોરેન્ટાઇન** લોકોએ નિર્દય ન ગણાવાની ખાતર **પિસ્તોઇઆનો** નાશ થવા દીધો, તેમના કરતાં **બોર્જિયા** વધારે દયાળુ હતો. એકંદરે સામાન્ય દયાવાળીવૃત્તિ રાખવાથી ઘણી અવ્યવસ્થા થાય છે, અને તેના પરિણામ તરીકે લુટફાટ અને ખુનરેજી ચાલે છે. પરંતુ તમારાં કૃત્યોથી તમે વધારે દયાવાળા છો એવું થોડાક ન્યાયના દાખલા ઉપરથી લોકોને માલમ પડે અને તેથી તેઓ

તમારે તાબે રહે અને એક સંપથી વર્તે એમ થાય તેવું હોય તો રાજા તરીકે તમે ક્રૂર ગણાશો એવી ધાસ્તી રાખવાની જરૂર નથી. સામાન્ય દયાવૃત્તિ રાખવાથી અને તે પણ હદ પાર બતાવવાથી આખા વર્ગ ઉપર નઠારી અસર થાય છે, અને અમુક પ્રસંગે કૃપાદૃષ્ટિ બતાવવાથી અમુક માણસોપરજ અસર થાય છે ને તેથી લાભ થાય છે; પરંતુ જે રાજાએ નવું રાજ્ય મેળવ્યું હોય છે તેને તે રાજ્ય જાળવી રાખવાની ખાતર તથા તેના અંગના ભયો દૂર રાખવાની ખાતર નિર્દયતાનો આરોપ તેનાપર ન આવે એવી પૂરતી કાળજી રાખવી જોઇએ, અને આ કામ ઘણુંજ મુશ્કેલ છે. ગ્રીસ દેશમાં **વર્જીલ** નામનો પ્રસિદ્ધ કવિ થઈ ગયો છે તેનો પણ આ બાબતમાં આવોજ મત હતો.

આમ છતાં પણ રાજા જે જે વાત સાંભળે તે ને તેણે ખરી માનવી નહીં, પોતે ઉતાવળથી કંઇ કૃત્ય કરવું નહીં, અને વિનાકારણ મનમાં ભય રાખવો નહીં તથા દ્વેષભાવ ઉત્પન્ન કરવો નહીં; પરંતુ ડહાપણથી તથા દયાભાવથી પોતાનો કારભાર એવી રીતે ચલાવવો કે બીજાઓના ઉપર અતિશય ભરોસો રાખવાથી બેસાવધ થવાય નહીં, અગર દરેક બાબતમાં બધાનોજ અવિશ્વાસ રાખવાથી તેમના મનમાં અસહ્ય દુઃખ ઉત્પન્ન થાય નહીં.

આ ઉપરથી સહજ એવો પ્રશ્ન ઉઠે છે કે લોકોના મનમાં રાજાની બ્હીક રહે તે સારૂં કે તેના પ્રત્યે ભક્તિભાવ રહે તે સારૂં? આનો જવાબ એવો છે કે બન્ને હોય તે વધારે સારૂં; પરંતુ તેમ હોવું દુર્લભ છે, તેથી બેમાંથી એકની ખામીજ રહે તેમ હોય તો ભક્તિભાવ હોવા કરતાં બ્હીક હોય તે વધારે સારૂં છે. આનું કારણ એ છે કે સામાન્ય રીતે લોકો કૃતઘ્ન, અસ્થિર મનવાળા, દાંભિક, બ્હીકણ, તથા લોભી હોય છે. તમારી પાસેથી કંઇ ફાયદો મેળવવાનો હોય, અને ભય દૂર હોય તો તેઓ તમને તદન આધીન થઇને વર્તે છે; તેઓ પોતાનો પ્રાણ, છોકરાં છૈયાં, માલમિલ્કત,

સઘળાનો તમારી ખાતર ભોગ આપવા ઇચ્છા બતાવે છે; પરંતુ સંકટ માથે આવી પડે છે અને તેમની મદદની તમારે ખરેખરી જરૂર હોય છે તે વખતે સામે થઇ જતાં તેઓ કંઇ વિચાર કરતા નથી. આવે સમયે જે રાજાએ તેમના ઉપર ભરોસો રાખી બીજી કોઇ રીતની તૈયારી રાખી હોતી નથી તે નિશંક પાયમાલ થઈ જાય છે; કેમકે ઉદાર અને મોટા મનવાળા માણસોએ બાંધેલી મિત્રાચારી અણીને વખતે કામ લાગે છે, પણ પૈસાની ખાતર બાંધેલી મિત્રાચારી ખપ ન પડતાં સુધી સારી દેખાય છે, પરંતુ જ્યારે તેનો લાભ લેવાનો પ્રસંગ આવે છે, ત્યારે તેનું ખરૂં રૂપ માલમ પડી આવે છે. વળી પ્રજામાં બ્હીક બેસાડવાની ઇચ્છા રાખનાર રાજા કરતાં પ્રીતિ મેળવવાની ઇચ્છા રાખનાર રાજાની સામે થતાં લોકો થોડા અચકાય છે, કેમકે કંઈ ઉપકાર થયો હોય તેને લીધેજ પ્રીતિ ઉત્પન્ન થઇ હોય છે, તેથી પોતાના સ્વાર્થની ને લાભની વાત આવે તે વેળાએ તેવો ઉપકાર ભુલી જઇ, થયેલો સંબંધ તોડી નાખવા તરફ મનુષ્યની દુષ્ટ પ્રકૃતિ તેને પ્રેરે છે. પરંતુ શિક્ષાની ધાસ્તીને લીધે લોકોના મનમાં રાજાની બ્હીક રહે છે, અને તે કદી જતી નથી. તેમ છતાં પણ રાજાએ પોતાની પ્રજા સાથે એવી રીતે વર્તવું જોઇએ કે તે તેમની પ્રીતિ મેળવી નશકે તોપણ પોતાને માટે તેમને તિરસ્કાર ઉત્પન્ન તો નજ થવો જોઇએ, કેમકે એકી વખતે રાજાનો દાબ પડવો અને તેણે લોકપ્રિય થવું એ સંભવિત નથી. વળી તેમની મિલ્કત જોરજુલમથી ખુંચાવી લેવા યત્ન કરે નહીં, તેમની સ્ત્રીની લાજ લુટવા પ્રયત્ન કરે નહીં, અને કોઇને ફાંસીએ દેવાનો પ્રસંગ આવે ત્યારે વિચાર કરી ન્યાયની ખાતર તેમ કરવાની જરૂર લાગે તોજ તેમ કરે, તો તે રાજાનો દાબ પડે છે, ને તે લોકપ્રિય પણ થાય છે. કોઇપણ પ્રકારે તેણે લોકોની સ્થાવર જંગમ મિલ્કતપર હાથ નાંખવો નહીં, કેમકે પોતાના બાપનું મોત જે કારણથી થયું તે કારણ લોકો વિસારે પાડે ખરા, પણ પોતાની

પૂર્વજો તરફથી મળેલી મિલ્કત ખુંચાવી લીધી હોય તે તેઓ વિસરી જતા નથી. બીજાની માલમતા વિનાકારણ છિનવી લેવાની ઇચ્છા રાખવાથી પોતાને ઘણો ફાયદો થતો નથીજ; ને એક વખત તેવું કૃત્ય કીધું કે પછી ગમે તે કારણ મળે છે કે સામાને નુકસાન પહોંચાડવા તેનું મન લલચાય છે, ને તેવાં પ્રસંગની પછી ખોટ પડતી નથી. પરંતુ સામાનો જાન લેવાના પ્રસંગ કવચિતજ આવે છે અને તે લાંબી મુદ્દત ટકતા નથી. પણ રાજા લશ્કરના સેનાપતિનું કામ કરે છે અને અનેક માણસોને કબજે રાખવાનું હોય છે ત્યારે નિર્દય કહેવાઇશ એવી ધાસ્તી તેણે મનમાં રાખવી નજ જોઇએ, કેમકે તેવે પ્રસંગે દયાભાવ રાખવાથી લશ્કરને શાન્તિમાં રાખી શકાતું નથી ને કંઇ પણ મહત્વનું કામ થઇ શકતું નથી.

**હેનિબોલ**ની કામ કરવાની અનેક ખૂબીઓમાંની એક એ પણ છે કે અનેક દેશના માણસો એકઠા કરી પોતે મોટું સૈન્ય ઉભું કીધું હતું, અને દુશમનના પ્રદેશમાં લડાઇ કરવા સારૂ તેને લઇ ગયો હતો, તોપણ તેની ચઢતીમાં અગર પડતીમાં તેઓ એકે વખત બંડ ઉઠાવ્યું નહોતું, કે તેમના સરદારોની સામે થયા નહોતા. આનું કારણ ઘણે ભાગે તેની ક્રૂરતાજ હતું. એની ક્રૂરતા તેમજ અનેક સદ્‌ગુણોને લીધે તેના લશ્કરમાં તેને માટે ત્રાસ વર્તી રહેતો હતો. આવી ક્રૂરતા એનામાં હોત નહીં તો એના સઘળા સદ્‌ગુણ પણ નકામા જેવાજ થાત. કેટલાક ઇતિહાસકારો પૂરો વિચાર કીધા વિના તેનાં મહાન્ કૃત્યો માટે તેને વખાણે છે, અને તેવાં કૃત્યો કરવામાં ખરેખર સાધનભૂત થયેલાં કારણોને તેઓ વખોડે છે. તેના બીજા સદ્‌ગુણોનોને લીધે તે મહત્વનાં કામો કરી શકતજ નહીં એની ખાતરી કરવા સારૂ **સિપિઓ**નાં કૃત્યોનો આપણે વિચાર કરીયે. **સિપિઓ**એ પોતાના સમયમાં નામના મેળવી છે એટલુંજ નહીં, પણ ઇતિહાસમાં મોટા માણસ તરીકે તે પ્રખ્યાત થઇ ગયો છે; તેમ છતાં પણ **સ્પેન**માં તેના લશ્કરે બંડ જગાવ્યું હતું, અને

એનું ખરૂં કારણ તો એજ હતું કે એ ઘણો નરમ તથા દયાળુ હતો, અને તેથી કરીને તેના શિપાઇઓ લશ્કરી કાયદાને અનુસરીને યોગ્ય હોય તેના કરતાં વધારે છુટ લેતા હતા. **ફેબિયસ મેક્ષિમસે** આ બાબતમાં એને **સેનેટ**માં ઠપકો આપ્યો હતો, અને એને રોમન લશ્કરને બગાડનારો ગણ્યો હતો. **સિપિઓ**ના હાથ નીચેના એક સરદારે **લોક્રી**ના રહેવાસીઓમાં લુટફાટ ચલાવી હતી, અને તેમને પાયમાલ કરી નાખ્યા હતા; પરંતુ તેને માટે તે સરદારને કોઇ પણ પ્રકારની શિક્ષા કરવામાં આવી નહોતી કે તેની ચાલ સુધારવા તાકીદ આપી નહોતી. આવું બનવાનું કારણ ફક્ત તેની નરમાશજ હતું. એનો આવો સ્વભાવ એટલો બધો જાણીતો થઇ ગયો હતો કે તેના તરફથી સેનેટમાં એક બોલનારે એવું જણાવ્યું હતું કે કેટલાક માણસો એવા હોય છે કે પોતે કોઇ પણ પ્રકારનું ખોટું કામ કરી શકતા નથી, અથવા તેવા કામથી દૂર રહી શકે છે, પરંતુ બીજા માણસમાં દુર્ગુણ હોય ને તેઓ નઠારા આચરણવાળા હોય તો તેને માટે તેમને શિક્ષા કરી શકતા નથી કે સુધારી શકતા નથી. **સિપિઓ**ના હાથમાં સ્વતંત્ર સત્તા ચાલુ રાખી હોત તો તેના આવા સ્વભાવને લીધે તેની આબરૂ અને કીર્તિને ઝાંખ લાગતજ; પરંતુ **સેનેટ** તરફથી સૂચના અને હુકમ મળે તેજ પ્રમાણે વર્તવાની તેને તાકીદ મળવાથી તેનો હાનિકારક સ્વભાવ ઢંકાઇ ગયો એટલુંજ નહીં, પણ ઉલટું તે વધારે માન મેળવી શકયો. તેટલા માટે રાજાએ લોકોનો પ્યાર મેળવવો કે તેમને બ્હીતા રાખવા એ બાબતમાં પહેલા કહ્યું છે તે મુજબ રાજા માટે લોકો ચાહના રાખે તેનો આધાર તેમની પોતાની મરજી ઉપર રહે છે, પણ તેનાથી ડરતા રહેવાનો આધાર રાજાની મરજી ઉપર રહે છે. તેથી ડાહ્યા રાજાએ પોતાનું બળ સ્થાયી રાખવા સારૂ, બીજાના અખત્યારની બાબત હોય તેના કરતાં પોતાના અખત્યારની વાત ઉપરજ આધાર રાખવો પડે છે.

આના સંબંધમાં રાજા ધિક્કારને પાત્ર ન થઇ જાય એને માટે તેણે ઘણી સાવચેતી રાખવી એ જરૂરનું છે.

---

## ભાગ ૧૮ મો.

---

## રાજા પોતાના આપેલા વચન પ્રમાણે ચાલવા કેટલે દરજ્જે બંધાયલો છે.

રાજા પોતાનું વચન પાળે અને છળકપટને બદલે પ્રમાણિક-પણાથી વર્તે એમાં તેને માન છે એવું દરેક જણ સમજે છે, પરંતુ હાલના સમયમાં અનુભવથી એમ માલમ પડે છે કે જે રાજાઓ તે પ્રમાણે ચાલવાની અતિશય કાળજી રાખતા નથી તેઓ મહત્વનાં કામ કરી શક્યા છે, અને પોતાની પક્કાઇ તથા પ્રપંચથી પોતાના સંબંધમાં આવેલા માણસોને છેતરી શક્યા છે એટલુંજ નહીં, પણ જેઓ પોતાના કહ્યા પ્રમાણેજ કામ કરવાની ખંત રાખતા તેમને તેઓએ જીતી લીધા છે ને તેમનું કંઇ ચાલવા દીધું નથી. સામા માણસ સાથે લડવાની બે રીત હોય છે: એક કાયદાથી ને બીજી શરીરબળથી; પહેલી રીતનો માણસે ઉપયોગ કરવાનો છે, ને બીજી પશુઓ માટે છે; પરંતુ પહેલી રીત ઘણીવાર જોઇએ તેવી કામ લાગતી નથી, તેથી બીજીનો ઉપયોગ કરવાની જરૂર પડે છે. રાજાએ તો તેટલા માટે બન્ને રીત જાણવી જોઇએ અને દરેકનો ઉપયોગ ક્યારે કરવો તે બરોબર સમજવું જોઇએ. જુના ગ્રંથકારો પણ એજ મતલબની ભલામણ કરે છે. **એકિલિસ** અને બીજા ઘણા રાજાઓને **ચિરોન** નામના **સેન્ટોર,** જે અર્ધ પશુ અને અર્ધ મનુષ્ય હતો તેની પાસે કેળવણી લેવાને રાખ્યા હતા,

તેનું કારણ ફક્ત એજ હતું કે રાજાએ બન્ને રીત જાણવાની જરૂર છે, અને એકજ રીતનો ઉપયોગ કરવાથી સ્થાયી લાભ મળવાનો સંભવ ઓછો રહે છે. તેટલા માટે પશુનો સ્વભાવ રાખવાની રાજાને જરૂર છે તો તેણે બધાં પશુ પૈકી સિંહ અને શિયાળની પ્રકૃતિનું અનુકરણ કરવું જોઈએ; કેમકે સિંહને ફાંસાની ધાસ્તી રહે છે ને શિયાળને વરૂની ધાસ્તી રહે છે; તેથી ફાંસા શોધી કાઢવા સારૂ શિયાળની રીત સારી છે ને વરૂને નસાડવા સારૂ સિંહ થવાની જરૂર છે; પણ એકલા સિંહનો સ્વભાવ રાખે તેને પોતાની સ્થિતિનું ખરૂં ભાન છે એમ કહી શકાય નહીં. તેટલા માટે ડાહ્યો ને દીર્ઘદર્શી રાજા પોતાનું વચન પાળી શકતો નથી, અને તેમ કરવાથી તેને નુકસાન થવાનો સંભવ હોય અને જે કારણથી વચન આપ્યું હોય તે કારણ મટી ગયું હોય તો તે વચન તેણે પાળવું જોઈએ નહીં. સઘળા માણસ સારા ને પ્રમાણિક હોય તો આવો બોધ આપવાની જરૂર રહે નહીં, પરંતુ તેઓ નિર્દય અને સીધે રસ્તે ચાલનારા હોતા નથી, તેથી તેમની સાથે રાજા પ્રતિજ્ઞા પ્રમાણેજ ચાલવા બંધાયો નથી; તેમજ પોતાનું વચન તોડયાનું વાજબી કારણ આપવા રાજાને અડચણ પડી હોય તેવું જણાતું નથી.

રાજાઓ ફરી ગયાથી ઘણા કરાર, પ્રતિજ્ઞા વગેરેનો ભંગ થયો હોય અને શિયાળની રીત જેણે સારી રીતે વાપરી હોય તેને વધારે ફતેહ મળી હોય તેવા અર્વાચીન સમયના ઘણા દાખલા મળી શકશે. તેમ છતાં પણ પોતાના મનની વૃત્તિ છુપાવી રાખવી અને ઢોંગ બરોબર કરવો એ ઘણું અગત્યનું છે. વળી ઘણાક માણસનો સ્વભાવ એવો ભોળો હોય છે, અને ચાલુ તંગીને લીધે તેઓ એવા નમ્ર હોય છે કે જે તે પૈકી સરળ સ્વભાવના હોય છે તેમને ભોળવીને છેતરી જનાર માણસોની ખોટ પડતી નથી. આના સંબંધનો એક તાજો દાખલો અહીં આપવો યોગ્ય છે. **એલેક્ઝાન્ડર છઠ્ઠો** દરેક પ્રકારે ને દરેક પ્રસંગે સામા માણસને છેતરવાનાજ વિચાર ક-

રતો, અને તેમ કરવાને તેને સાધન પણ દર વખત મળી આવતાં. વળી કોઈ પણ કામને માટે એ સામા માણસની એવી ખાતરી કરતો ને તેના સંબંધમાં એવી પ્રતિજ્ઞા કરતો ને સોગનો ખાતો, તેમજ તે પ્રમાણે કદીપણ ચાલતો નહીં તેમ છતાં પણ, દુનિયાદારીનો તેણે સારો અનુભવ મેળવ્યો હતો તેથી કોઇ પણ વખત તેણે ભુલથાપ ખાધી નથી.

તેટલા માટે ઉપર જણાવેલા બધા સારા ગુણો રાજામાં ખરેખરા હોવા જોઇએ એવું જરૂરનું નથી, પરંતુ તેવા ગુણ તેનામાં છે એવું ડોળ તેણે રાખવું જોઇએ ખરૂં; એટલુંજ નહીં પરંતુ હું કહેવાની હિમ્મત ધરૂં છું કે, એવા ગુણ હોવા અને દરેક પ્રસંગે તેનો ઉપયોગ કરવો તેથી રાજાને ઘણુંજ નુકસાન થાય છે, પણ જો તેવું ડોળ તે રાખે છે તો તેથી તેને ફાયદો થાય છે. જો તમારૂં મન એટલે દરજ્જે સુધર્યું હોય અને તમારામાં એવા પ્રકારની શક્તિ હોય કે પ્રસંગને અનુસરી ઉલટી રીતે તમે વર્તી શકો, તો નમ્ર સ્વભાવવાળા, દયાળુ, વિવેકી, ધર્મિષ્ઠ તથા શુદ્ધ અંતઃકરણવાળા છો એવું બતાવવુ તે, અને ખરેખર તેવાજ હોવું તે, માન ભરેલું છે, પરંતુ આટલું તો કહેવુંજ જોઇએ કે કોઇ રાજા અને ખાસ કરીને ગાદીપર નવો બેઠેલો રાજા, લોકોમાં સદ્‌ગુણી કહેવાય તેવા ગુણો ધારણ કરી હમેશાં તે પ્રમાણે વર્તી શકશે નહીં; કારણ કે રાજ્યના રક્ષણની ખાતર ક્રૂર અને ધર્મ વિરૂદ્ધ કૃત્યો કરવાની એને જરૂર પડે છે; આવા કારણને લીધે પોતાનું મન પોતાને વશ રહે અને નસીબની ચઢતીપડતી પ્રમાણે કામ કરવા તત્પર થાય તેવા પ્રકારનું હોવાથી એને ઘણી રીતના લાભ છે. પોતાની ખુશીમાં આવે ત્યારે એણે ભલા થવું, પણ જરૂર પડે ત્યારે નઠારાં કૃત્ય કેમ કરવાં એ કરવાનું એણે જાણવું જોઇએ ખરૂં. તેટલા માટે રાજાએ ખાસ કાળજી રાખવી કે ઉપર જણાવેલા પાંચ ગુણો પોતાનામાં છે એવું જણાય તેવી રીતનાંજ તેણે મુખમાંથી વચન કાઢવાં, અને તેને જે કોઇ મળે કે

સાંભળે તેના મનમાં એવીજ અસર કરી દવી કે તે પોતે ભલો,પ્રમાણિક, દયાળુ અને ધર્મિષ્ઠ છે એવું તે તરત સમજે. પોતે ધર્મિષ્ઠ છે એવું બતાવવાનું તેણે બીજી બાબતો કરતાં વધારે ડોળ ધરવું જોઇએ, કારણ કે ખરેખરો અનુભવ મેળવી વિચાર બાંધવાને બદલે ઘણા માણસો જે સહેજસાજ જોય છે તે ઉપરથી વિચાર બાંધી દેછે; કેમકે ઉપર ચોટીયું જોનારા બધા હોય છે, પણ ખરી વાત સમજનારા થોડા હોય છે. તમારો બહારનો ડાઠ બધા જોય છે, પણ તમારામાં ખરેખરા ગુણ કયા છે તે ઘણાજ થોડા જાણે છે; ને તે થોડા પણ વળી જથાબંધ લોકોના મત વિરૂદ્ધ પોતાનો મત બતાવવાની હિમ્મત ધરી શકતા નથી,ને તેમાં પોતાના રાજાની વાત જ્યાં આવે ત્યાં વધારે બોલી શકાયજ નહીં. વળી માણસોનાં, ને ખાસ કરીને રાજાઓનાં કૃત્યો બાબત ખરેખરો અભિપ્રાય આપવાનું જ્યારે કોઇને પણ સાધન હોતું નથી ત્યારે દરેક જણ તેના હેતુનો ફક્ત વિચાર કરે છે. આવું છે તેથી રાજા પોતાની જીંદગી જાળવવાને, અને પોતાની ઊંચી પદવીનો ભોગવટો જારી રાખવાને ફાવે તેવા ઉપાય અને પ્રયત્ન કરશે, તોપણ તે સઘળા સારાજ ગણાશે અને દરેક માણસ તેના વખાણ કરશે; કારણ કે લોકો હંમેશાં બહારના દેખાવથી અને બનતા બનાવથી છેતરાઈ જાય છે, અને દુનિયામાં આવા લોકોનીજ મોટી સંખ્યા હોય છે. એમાં સાધારણ લોકોને બીજો કંઇ આધાર રહેતો નથી, ત્યારે તેઓ થોડાક ડાહ્યા માણસો હોય છે તેના બોલવા ઉપર વિશ્વાસ રાખે છે. આ ચાલુ સમયમાંજ એવો એક રાજા છે (એનું નામ હું ગુપ્ત રાખવા માગું છું) કે જે પ્રમાણિકપણું અને શાન્તિ એ શિવાય બીજા કશાની વાત મ્હોંમાંથી કાઢતો નથી; આમ છતાં પણ જો તે ખરેખરો પ્રામાણિકજ રહ્યો હોત, અગર સલાહશાન્તિનેજ માટે તેણે પ્રયત્ન કીધો હોત, તો ક્યારનાએ તેની સત્તા અને કીર્ત્તિ બન્નેનો નાશ થઇ ગયો હોત.

---

## ભાગ ૧૯ મો.

---

## રાજાએ પોતે અળખામણો કે ધિક્કારને પાત્ર ન થાય તેવી સાવચેતી રાખવી જોઇએ.

રાજાના સદ્‌ગુણો સંબંધી વિવેચન કરતાં અત્યાર સુધીમાં જે જે વધારે અગત્યના ગુણો છે તે બાબત લખવામાં આવ્યું છે; હવે ઉપરનો સામાન્ય વિષય લઇ બાકીના માટે ટુંકામાં કહેવામાં આવશે. ઉપર સેહેજ સુચના આપી છે તે મુજબ પોતે અળખામણો અગર ધિક્કારને પાત્ર થાય તેવાં કૃત્યોથી રાજાએ દૂર રહેવા કાળજી રાખવી જોઇએ, અને એ બાબતપર જેમ વધારે લક્ષ રાખશે તેમ તે પોતાનું કામ વધારે સારી રીતે બજાવી શકશે અને પોતાનામાં દુર્ગુણો હશે તોપણ તેથી તેને અડચણ પડશે નહીં કે ધાસ્તીમાં આવી પડશે નહીં. પોતાની રૈયતની મિલકત છીનવી લેવી અને તેમની સ્ત્રીઓના પતિવ્રતનો ભંગ કરાવવો એ એ બાબતથી રાજા જેટલો અપ્રિય થાયછે તેટલો બીજી બાબતોથી થતો નથી અને તેટલા માટે તેણે ઘણીજ ખંત રાખી કદીપણ તેવાં કૃત્યો કરવાં નહીં; કેમકે સામાન્ય રીતે લોકોની પાસે પોતાની મિલકત સહીસલામત રહે છે અને તેમની આબરૂને કલંક લાગતું નથી ત્યાં સુધી તેઓ ઘણાજ શાન્ત રહે છે; અને રાજાને ફક્ત થોડાકજ લોભી ને અભિમાની પુરૂષોને દાબતા રાખવા મહેનત કરવી પડે છે. આવા માણસો થોડા હોવાથી તે તેમને અનેક રીતે ને સહેલાઇથી અંકુશમાં રાખી શકે છે. પરંતુ જ્યારે રાજા નામર્દ, હલકા મનનો, અસ્થિર અને ચંચલ મનોવૃત્તિવાળો જણાય છે ત્યારે તે ધિક્કારને પાત્ર થાય છે; તેથી દરિયાની ખડકથી જેમ સાવધ રહેવું પડે છે તેમ તેણે આ બાબતથી સાવધ

રહેવું જોઇએ, અને એવાં યત્ન કરવાં કે પોતાનાં કૃત્યો ઉપરથી પોતે મોટા મનનો, હિમ્મતવાળો, ઠરેલ, ગંભીર ને ધીરજવાળો છે એવું જણાય. વળી રૈયતના ખાનગી ઘરસંસારી કામોના સંબંધમાં પોતાના ઠરાવ ને હુકમો કદી ન ફરે તેવા રહે, અને કોઇપણ માણસ પોતાને છેતરવાનું કે આડે રસ્તે લઇ જવાનું અશક્ય ધારે એવો પોતાને માટે મત બંધાઇ જાય, એવી ઇચ્છા એણે રાખવી જોઇએ. આ પ્રમાણે જે રાજાએ ખ્યાતિ મેળવી હશે, તેની પદવી ઘણી સ્થિર થશે; તે ઉપરાંત જો તેને માટે લોકમાં બીક રહેશે તો લોકો તેની સામે સહેલાઇથી કાવતરૂં કરી એકઠા થઇ શકશે નહીં. કે તેના ઉપર હુમલો કરવા યત્ન કરી શકશે નહીં, કેમકે રૈયતમાં તે સારો ગણાયલો હોય છે તેમજ તેને માટે ભય પણ રહે છે. રાજાને માટે બે જગ્યાએ ભય રહેવો જોઇએ; પોતાના દેશમાંજ પોતાની રૈયતને, તથા બહાર પોતાના બરોબરીયા રાજાને. સારા શસ્ત્ર તથા સારા સહાયકારીઓની મદદથી તે બહારના દુશમન સામે પોતાનું રક્ષણ કરી શકે છે; કેમકે રાજ્યકારભાર ચલાવવાની તેનામાં જોઇએ તેવી શક્તિ હોય તો તેના મિત્ર તેને મદદ કરવામાં પાછા હઠશે નહીં; અને પોતાના દેશમાં પોતાના કારભારમાં કંઇ અનિશ્ચિતપણું નહીં હોય ને લોકોનાં મન ઊંચાં નહીં થયાં હોય તો, (બીજા કોઇ પ્રકારના પહેલાથી ચાલતા કાવતરાથી કંઇ અડચણ થવાનો સંભવ ન હોય તો) બહારના માણસની ધાસ્તી રાખવાનું એને કારણ રહેશે નહીં. વળી બહારનું કંઇ તોફાન જાગ્યું હોય ત્યારે, પોતાને ત્યાં જો સઘળું વ્યવસ્થિત અને નિર્ભય હોય, ઉપર કહ્યા મુજબ તેણે પોતાનું વર્તન રાખ્યું હશે, અને લોકોની પ્રીતિ તેણે જાળવી રાખી હશે, તો **સ્પાર્ટન નેબીસ**ની માફક ગમે તેવા બહારના માણસ સાથે પોતે ટક્કર ઝીલી શકશે. બહારની બાબતમાં તે નિશ્ચિંત હશે ત્યારે, કંઇ છુપાં કાવતરાં ચાલતાં નહીં હશે તો, પોતાના રાજ્યમાં તે નિર્ભય રહી શકશે. જો કોઇ કાવતરાની

ખટપટ કરતા હશે તો લોકો તેને ધિક્કારે તેવા પ્રકારનું તેનું વર્તન નહીં હોય, અને લોકોને સંતોષ પમાડી તેમની પ્રીતિ મેળવી હશે તો એને ધાસ્તી રાખવાનું કારણ નથી. કાવતરાથી પોતાને જરા પણ હાનિ ન પહોંચે તેનો ઉપાય એજ છે કે જેથી સાધારણ લોકો તેને ધિક્કારે તેવા પ્રકારનાં પોતાનાં આચરણ રાખવાં નહીં. કારણકે જે માણસ બંડ ઉઠાવવાના મનસુબા કરે છે, તે રાજાના મૃત્યુ પછી લોકોને રાજી કરવાની આશા રાખે છે, પરંતુ તેથી જો લોકો ગુસ્સે થાય તો તેની ખરાબી થાય છે અને તેવાજ વિચારથી તે પોતાના કામમાં અટકી જાય છે; કારણ કાવતરાં કરવામાં અનેક પ્રકારની અડચણો નડે છે. અનુભવ ઉપરથી માલમ પડે છે કે બંડ કરવાને ઘણાઓના વિચાર થયા હોય છે, પરંતુ ઘણા થોડા માણસ તેવા કામમાં ફતેહ પામ્યા હોય છે, કેમકે કોઇપણ માણસ એકલો તો કાવતરૂં કરી શકે નહીં, તેમ નારાજ થયેલા માણસો શિવાય બીજા કોઇને સાથી તરીકે પસંદ કરી શકે નહીં. આવી રીતે નારાજ થયેલા માણસને આવી વાતની ખબર આપી કે તુરતજ તે તેનો લાભ લેવાની તક શોધે છે, કેમકે એવા કાવતરાની વાત બહાર પાડવાથી પોતાને ફાયદે થવાનીજ તે આશા રાખે છે. આ પ્રમાણે જ્યારે કાવતરૂં ખુલ્લું કરવાથી લાભની ખાતરી હોય છે, ને કાવતરામાં સામેલ રહેવાથી જોખમ હોરવાનું થાય છે, તેમ લાભ અનિશ્ચિત હોય છે, ત્યારે જે માણસ કાવતરૂં કરનારની સાથેજ રહે ને તેને ફસાવી દે નહીં, તે ક્યાં તો તેનો અસાધારણ મિત્ર હોવો જોઇએ, અગર રાજાનો કટ્ટો દુશમન હોવો જોઇએ. ટુંકામાં, કાવતરૂં કરનારાઓને ભય, ઇર્ષા અને શિક્ષાના સંભવથી ડરતા રહેવું પડે છે; પરંતુ રાજાની તરફેણમાં તો રાજ્યની પ્રૌઢતા, કાયદા, મિત્રોની મદદ હોય છે, ને તેની સાથે જો લોકોનો પ્યાર ગણીયે તો તે બધાથી એવું રક્ષણ થવાનો એટલો બધો સંભવ હોય છે કે તેનો સામે ફિતુર કરવાનું સાહસ કોઇ કરશે નહીં. વળી

પોતાનું ધારેલું કામ કરતા પહેલાં જ્યારે એને કેટલીક ધાસ્તી રાખવી પડે છે, ત્યારે તો તેવું કામ કરવાને લીધે લોકોને દુઃખી કરવાથી તથા જરૂર પડે આશ્રય લેવા માટે કોઈ રહ્યું હોતું નથી તેથી પછવાડેથી તો એને વધારે ધાસ્તી રહે છે. આવા પ્રકારના ઘણા દાખલા આપી શકાય તેમ છે, પરંતુ એકજ દાખલો આપી હું સંતોષ માનું છું.

હાલના **હેનિબોલ**ના દાદા **હેનિબોલ બેન્ટિવોગ્લિ બોલોનિયા**ના રાજા હતો. એને **કેનેસ્કી** લોકોએ કપટથી મારી નાખ્યો અને **જોન** શિવાય તેના વંશના કોઇને પણ જીવતો રાખ્યો નહીં. **જોન** પણ આ વખત ઘણીજ નાની ઉમરનો હતો. આ પ્રમાણે ખુન થયાં કે તુરતજ લોકો સામા ઉઠયા અને સઘળા **કેનેસ્કી** લોકોને કતલ કરી નાખ્યા; આમ થવાનું કારણ એટલુંજ કે **બોલોનિયા**માં **બેન્ટિવોગ્લિ**ના કુટુંબ પ્રત્યે લોકોને ઘણો સારો ચાહ હતો. તેમણે તેમની પ્રીતિ એટલી બધી સંપાદન કીધી હતી કે **હેનિબોલ**ના મરણ પછી રાજ્ય કરી શકે તેવો તેના કુટુંબમાં કોઇ પણ પુરૂષ ન હોવાને લીધે, તેમને જ્યારે ખબર પડી કે **ફલોરન્સ**માં લુહારના છોકરા તરીકે ગણાતો એક માણસ સદરહુ **બેન્ટિવોગ્લિ**નો અનૌરસ પુત્ર થતો હતો, ત્યારે તેના તરફ તેમણે માણસો મોકલ્યા, અને માનઅકરામ સહિત તેને શેહેરમાં લાવી રાજ્યની લગામ સોંપી. આ માણસે સદરહુ **જોન** પુખ્ત ઉમરે પહોંચ્યો ત્યાં સુધી ઘણી સારી રીતે કારભાર ચલાવ્યો. આટલા માટે મારૂં કહેવું એમ છે કે લોકો જો પોતાની તરફેણમાં હોય ને તેઓની પ્રીતિ મેળવી હોય તો રાજાએ ફિતુર કે ખટપટની ધાસ્તી રાખવાની જરૂર નથી. પરંતુ તેઓજ નારાજ થયા હોય અને તેમના મન ઊંચાં થઇ ગયાં હોય, તો ગમે તેવો હલકો માણસ પણ એને સંકટમાં લાવી મૂકે, અગર લોકોનં નજીવાં દેખાતાં કૃત્યોથી એ મહા મુસિબતમાં આવી પડે એવો

સંભવ છે. સબળ રાજાએ તેવે સમયે ઘણા સાવધ રહેવું જરૂરનું છે. સઘળા દીર્ઘદર્શી રાજાઓ અને રાજનીતિજ્ઞ પુરૂષો અમીર વર્ગને નારાજ કરતા નથી અને લોકો બેદિલ થાય તેવાં આચરણ ચલાવતા નથી. આવું કદીપણ થાય નહીં તેપર રાજાએ લક્ષ આપવાની ઘણી જરૂર છે. ચાલુ સમયમાં વ્યવસ્થિત રીતે કારભાર ચાલતો હોય તેવાં રાજ્યો પૈકી **ફ્રાન્સનું** રાજ્ય એક છે. એમાં રાજાને પૂરતી છૂટ રહે અને તેનું રક્ષણ થાય તેવા પ્રકારનાં અનેક સારા કાયદા તથા રાજ્યબંધારણના નિયમો છે. એમાં મુખ્ય **પાર્લામેન્ટ** છે અને તેને કેટલીક જરૂરની સત્તા આપેલી છે; કેમકે એ રાજ્યનો સ્થાપનાર અમીર વર્ગના લોભ અને ઉદ્ધતાઇથી સારી રીતે વાકેફગાર હતો અને તેમને અંકુશમાં રાખવાનું તેણે દુરસ્ત ધાર્યું હતું. વળી બીજી તરફથી અમીર વર્ગ પ્રત્યે બ્હીકના માર્યા સાધારણ લોકો કેટલો ધિક્કાર દર્શાવે છે, તે પણ તે જાણતો હતો, તેથી તેમને પણ દાબતા રાખવાને સારૂ રાજા સાધારણ લોકોનો પક્ષ કરે તો અમીરો નારાજ થાય, અને અમીરો તરફ પોતાનું વલણ બતાવે તો સાધારણ લોકો દ્વેષે ભરાય, તે બન્ને બાબતથી રાજાને છુટો રાખવાના હેતુથી એણે **પાર્લામેન્ટ**ના રૂપમાં નવીજ સત્તા ઉભી કીધી. આથી રાજાની સત્તા કમી થયા વગર અમીર વર્ગ અંકુશમાં રહે અને લોકોનું રક્ષણ થાય તેવો રસ્તો નિકળ્યો હતો. વળી આના કરતાં વધારે સારી રીતે રાજાનું ને રાજ્યનું સંરક્ષણ થાય તેવા પ્રકારની બીજી કોઇ સારી ને ડહાપણ ભરેલી વ્યવસ્થા થઇ શકે તેમ નહોતું. આ ઉપરથી બીજી વાત એ નિકળી આવે છે કે જેથી કોઇને અન્યાય થતો હોય, અગર માંહોમાંહે દ્વેષભાવ ઉત્પન્ન થાય તેવું હોય, તેવાં કામો રાજાએ પોતે ન કરવાં, પણ પોતાના પ્રધાન મંડળ પાસે કરાવવાં; પરંતુ મહેરબાનીની રાહે જે કરવાનું હોય, અગર ઉપકાર તરીકે જે કંઇ કરવાનું હોય તેવાં કામ પોતે જાતે કરવાં. ટુકામાં, રાજાએ પોતાના અમીર વર્ગને ઉપયોગી ગણી તેને માન આપવું,

પરંતુ લોકોના મનમાં પોતાને માટે ધિક્કાર આવી જાય નહીં, એવી રીતનું તેમની (અમીરોની) સાથે આચરણ રાખવું.

ઘણાક રોમન શેહેનશાહની કારકીર્દી બાબત તથા તેમની જીંદગી બાબત વિચાર કરતાં કેટલાક એમ ધારશે કે ઉપર બતાવેલા મારા મતથી ઉલટા પ્રકારના ઘણા દાખલાઓ તેમાંથી નિકળી આવશે, કારણ કે તે પૈકી કેટલાકની વર્તણુક વખાણવા યોગ્ય હતી, અને તેમની ઉદારતા સર્વને જાણીતી હતી, છતાં ક્યાં તો તેમની સત્તા ખુંચી લેવામાં આવી હતી, અગર પોતાની રૈયતે બંડ ઉઠાવી તેમને મારી નાખ્યા હતા. આનો બરોબર ખુલાસો આપવાને તે શેહેન-શાહોના ગુણ અને આચરણની તપાસ કરવાની જરૂર છે અને તે ઉપરથીજ જણાશે કે મેં ઉપર બતાવ્યાં છે તેવાંજ, અગર ઘણે ભાગે તેને મળતાં આવે તેવાંજ કારણોથી તેમનો નાશ થયો હતો. વળી કેટલેક દરજ્જે તેમાંથી વધારે જાણીતોજ ભાગ અહીંઆ આગળ વિચારમાં લેવાને ટાંકી બતાવીશ, અને તત્વવેત્તા **માર્કસથી** તે **મેક્ષિમિનસ** સુધી જે જે શેહેનશાહો થઇ ગયા તેમનાંજ ઉદાહરણ આપવા બસ થશે. આ શેહેનશાહો નીચે જણાવેલા હતાઃ—**માર્કસ,** તેનો છોકરો **કોમોડસ, પર્ટિનેક્ષ, જુલિયન, સેવેરસ, એન્ટોનિનસ,** તેનો છોકરો **કેરેકલા, મેક્રિનસ, હિલ્ગ્રિયોગેબેલસ, એલેક્ઝાન્ડર,** અને **મેક્ષિમિનસ.** આના સંબંધમાં પહેલું એટલું ધ્યાનમાં રાખવાનું છે કે અમીર વર્ગ-નો લોભ અને સાધારણ લોકોની ઉદ્ધતાઇ એ બે શિવાય બીજાં રાજ્યોમાં કોઇ વાતથી અડચણ આવતી નથી, પરંતુ **રોમન** શેહે-નશાહોને એ બે ઉપરાંત ત્રીજીજ અડચણ નડતી હતી, અને તે લશ્કરના માણસોનો લોભ અને ક્રૂરતા હતી. રાજકારભારમાં આથી એટલી બધી મુશીબત પડતી હતી કે તેને લીધે કેટલાકના નાશ થયા હતા, કેમકે એકી વખતે લોકોને તથા લશ્કરને રાજી રાખવા એ દુર્ઘટ કામ હતું. લોકો સલાહશાન્તિને ચાહે છે તેથી નરમ ને

શાન્ત રાજાજ તેમને પસંદ પડે છે; અને લશ્કરના સીપાઇઓ યુદ્ધ કરવાને આતુર હોય તેવા તથા મગરૂર, સખ્ત અને લુટફાટ કરનાર રાજાને વધારે પસંદ કરે છે. પોતાના પગાર વધે અને લોકોમાં લુટફાટ ચલાવી પોતાના લોભની અને ક્રૂરતાની વૃત્તિ સંતોખાય એવા હેતુથી રાજાએ પોતાની મરજી માફક વર્તવું એવી તે લશ્કરી માણસોની ઇચ્છા હોય છે. આટલાજ માટે બન્ને પક્ષવાળાને અંકુશમાં રાખી શકાય તેવા પ્રકારની સ્વાભાવિક, અગર કૃત્રિમ શક્તિ ને ગુણ જે શેહેનશાહોમાં હોતા નથી તે જરૂર ખત્તા ખાય છે.આવા શેહેનશાહોમાંના ઘણાખરાનું અને ખાસ કરીને નવાસવા હોય છે તેઓનું—બન્નેનું મન સાચવવું અસંભવિત છે એમ ધારીને, લોકો કેટલે દરજ્જે નારાજ થાય છે તેનો વિચાર કીધા વગર લશ્કરના સીપાઇઓને રાજી રાખવા તરફ વલણ થાય છે. આના સંબંધમાં રાજાઓને ઘણો વિચાર કરવાની જરૂર છે, કેમકે બે પક્ષમાંથી એકનો તો તે ભુંડો થવાનોજ, તેટલા માટે જનસમૂહ—સાધારણ લોકોમાં તે અલખામણો થઇ પડે નહીં, એવી ખાસ કાળજી રાખવી જોઇએ. આમ થવું મુશકેલ હોય તો, તેઓમાંના જે ઘણા સમર્થ હોય તેમના મન ઊંચા ન થાય એવા પ્રયત્ન કરવા જોઇએ. જે શેહેનશાહો નવા હતા, અને જેમને અસાધારણ મદદની જરૂર હતી તેઓ લોકોને ન વળગી રહેતા લશ્કરને વળગી રહ્યા, અને તેથી તેઓના સંબંધમાં આવી પોતાની પ્રતિષ્ઠા કેવી રીતે જાળવવી તે જે પ્રમાણમાં તેઓ જાણતા હતા તે પ્રમાણમાં તેમને ફાયદો ગેરફાયદો થાય છે. ઉપર જણાવેલાં કારણોને લીધે એવું બન્યું કે **માર્કસ ઓરિલ્યસ, પર્ટિનાક્ષ, અને એલેક્ઝાન્ડર,** ઘણા વિવેકી, સુશીલ, ન્યાયને ચાહનારા, ક્રૂરતાના દુશમન અને ઉદાર વૃત્તિવાળા હોવાથી, **માર્કસ** શિવાયના સઘળાની દુર્દશા થઇ હતી. **માર્કસને** લોકો કે લશ્કરની મદદ વગર વારસાના હકથી ગાદી મળી હતી તેથી, અને તેનામાં ઘણાક સારા ગુણો હતા તેથી, બન્ને પક્ષવા-

ળા પૂજ્ય બુદ્ધિથી એની સાથે વર્તતા હતા. વળી પોતાની કારકીર્દીમાં તેમને એવી રીતે અંકુશમાં રાખતો અને તેમનાપર એવો જાપતો રાખતો હતો કે એકે પક્ષને તે અળખામણો લાગ્યો નહોતો અને સારી પ્રતિષ્ઠા મેળવી હતી. પરંતુ **પાર્ટિનાક્ષ** તો લશ્કરની મરજી વિરૂદ્ધ શેહેનશાહ તરીકે પસંદ થયો હતો; વળી **કોમોડસ**ના રાજ્યમાં તે ઘણી બદફેલી ચલાવતો હતો—તેથી લશ્કરને નિયમિતપણે વર્તવાને સખત તાકીદ આપતો હતો તે તેઓ સહન કરી શકતા નહોતા. તેટલા માટે લશ્કરનો ભુંડો થયલો હોવાથી, તેમજ મોટી ઉમરને લીધે જોઇયે તેટલું માન મેળવી શકયો નહીં અને પોતાના હુકમ અમલમાં મૂકાવી શકયો નહીં તેથી, પોતાનો કારકીર્દીની શરૂઆતમાંજ તેનો નાશ થયો હતો. આ ઉપરથી જણાય છે કે સારાં તેમજ નઠારાં કામથી-બન્ને રીતે રાજા અળખામણો થઇ પડે છે, અને તેટલા માટે પોતાનું રાજ્ય નભાવવાની ઇચ્છા રાખનાર રાજાને નઠારા થવાની ઘણીવાર જરૂર પડે છે.

કેમકે જનસમૂહ કે લશ્કર કે અમીર વર્ગ પૈકી જે પક્ષ તમારી પ્રતિષ્ઠા જાળવવાને માટે ઘણો જરૂરનો અને બળવાન લાગે, તે જો નઠારાં આચરણવાળો હોય તોપણ તેમનું મન સાચવવાની અને તેમને રાજી રાખવાની તમને જરૂર છે, અને તેવે સમયે પ્રમાણિકપણું અને સદ્‌ગુણ હાનિકારક થઇ પડે છે.

હવે આપણે **એલેક્ઝાન્ડર**નો દાખલો લઇએ. એ એટલો બધો ન્યાયી અને ભલો માણસ હતો, કે તેની ચૌદ વર્ષની કારકીર્દીમાં એક પણ માણસને પૂરી તજવીજ કીધા શિવાય ફાંસી દેવામાં આવ્યો નહોતો. આ હકીકત તેના અનેક સદ્‌ગુણમાંની એક ગણાય છે; આટલું છતાં પણ તે બાયલો ગણાયો હતો અને પોતાની મા કહે છે તે પ્રમાણેજ કામ કરે છે એવું ગણાવાથી તેનું માન કમી થઇ ગયું અને લશ્કરના માણસોએ બંડ ઉઠાવી તેન મારી નાખ્યો.

બીજી તરફના હવે કેટલાક દાખલા તપાસીશું. **કોમોડસ, સેવેરસ, એન્ટોનિનસ, કેરેકેલસ,** અને **મેક્ષિમિનસ,** એ સર્વેનાં આચરણ જોતાં માલમ પડે છે કે તેઓ ક્રૂર અને જુલમી સ્વભાવના હતા, અને લશ્કરને પસંદ પડે તેવા હતા; તેથી કરીને લોકો ઉપર જેટલો જુલમ ગુજારી શકાય તેટલો ગુજારવામાં બાકી મૂકતા નહોતા. આમ હોવાથી **સેવેરસ** શિવાય સઘળા માઠી દશાએ પહોંચ્યા હતા. **સેવેરસ** તો એવો હિમ્મતવાળો અને ઉદાર મનનો હતો કે લશ્કરની પ્રીતિ જાળવી રાખીને, લોકો ઉપર જુલમ ગુજારવા છતાં, પોતે સુખમાં રાજ્ય ચલાવ્યું; કેમકે પોતાનામાં ઘણા ઉત્તમ ગુણ છે એવું લશ્કર તથા જનસમૂહ બન્ને પક્ષના મનમાં ભરાઇ ગયું હતું, અને તેથી જનસમૂહ આભો અને ચકિત થઇ ગયો હતો અને લશ્કર સંતોષી અને કહ્યાગર થઇ ગયું હતું વળી નવા રાજા તરીકે **સેવેરસ**નાં કૃત્યો મોટાં ગણાય છે, તેથી શિયાળ અને સિંહ, કે જેના ગુણ અને સ્વભાવ રાજાએ જરૂર અનુકરણ કરવા જોઇએ, તેમનાં જેવાં આચરણ એણે શી રીતે પાળ્યાં એ ટુંકામાં અહીં બતાવવામાં આવે છે. **જુલિયન** શેહેનશાહ સુસ્ત અને આળસુ છે એવું જાણીને **રોમ** જઇ **ઇમ્પિરિયલ ગાર્ડે** જેને મારી નાખ્યો હતો તે **પર્ટિનાક્ષ** શેહેનશાહનું વેર વાળવા પોતાના તાબાના **સ્લેવોનિયામાં** રહેલા લશ્કરને **સેવેરસે** સમજાવ્યું, અને તે બ્હાને, રાજ્ય મેળવવાની જરા સરખી પણ ઇચ્છા બતાવ્યા વગર, પોતાના લશ્કરને **રોમ** તરફ લઇ ગયો, અને એની હિલચાલની બીજા કોઇને ખબર પડે ત્યાર પહેલાં તો તે **ઇટાલી**માં આવી પહોંચ્યો. **રોમ**માં આવ્યો કે **સેનેટ**ને એની ધાસ્તી લાગી તેથી તેમણે **જુલિયન**ને મારી નાખ્યો, અને **સેવેરસ**ને રાજ્ય ગાદી આપી. આ બનાવ બન્યા પછી બે બાબતની મુશ્કેલી રહી, ને આખા રાજ્યનું શેહેનશાહનત મેળવવાને તે દૂર કરવાની જરૂર હતી: એક **એશિયા**માં હતી,

કે જ્યાં એશિયાના લશ્કરના સેનાપતિ **નાઈજરે** શેહેનશાહનું પદ ધારણ કરી જાહેરનામા કાઢયા હતા; અને બીજી પશ્ચિમ ભાગમાં હતી, કેમકે ત્યાં **સેનાપતિ એલ્બિનસ** તે પદ મેળવવાની આકાંક્ષા રાખતો હતો. આ બન્ને જણની સામે થવું ધાસ્તી ભરેલું ધારીને **નાઈજર**ની સામે થવાનું અને **એલ્બિનસ**ને પટાવી લાલચમાં નાખવાનું એણે નક્કી કીધું, અને તેવા હેતુથી તેણે **એલ્બિનસ**ને લખ્યું કે **સેનેટે** મને શેહેનશાહ તરીકે પસંદ કીધો છે તેથી હું તમને મારી સાથેજ રાખવામાં માગુ છું અને અર્ધું રાજ્ય આપવાની ઇચ્છા રાખું છું. આ પ્રમાણે તેને જણાવી તેને **સિઝર**નું નામ આપ્યું તથા **સેનેટ**ની કબુલતથી તેને પોતાના સાથી તરીકે ગણ્યો. **એલ્બિનસે** ખુશીની સાથે આ વાત કબુલ કીધી અને **સેવેરસ** ખરા ભાવથી આ પ્રમાણે કરતો હતો એવું એણે ધાર્યું. પરંતુ **નાઈજર**ને હરાવીને મારી નાખી અને પૂર્વ ભાગની જરૂરની વ્યવસ્થા કરી **સેવેરસ** પાછો **રોમ**માં આવ્યો, ત્યારે **સેનેટ**માં **એલ્બિનસ**ની બાબતમાં ફરિયાદ કીધી કે તેને મેં જે લાભ આપ્યો તેનો ઉપકાર માનવાને બદલે કપટથી મને મારી નાખવાનો એણે પ્રયત્ન કીધો હતો ને જણાવ્યું કે આવાં એના કૃતઘ્નપણા માટે તેની સામે જવાની મને જરૂર પડે છે. આમ કર્યા પછી તેની પછવાડે **ફ્રાન્સ** દેશમાં તે ગયો, ને પોતાની ધારણા પ્રમાણે તેની પાસેથી લશ્કરી સત્તા ખુંચવી લઇ તેને મારી નાખ્યો. તેટલા માટે આ રાજાના કામો જે બારિકાઇથી તપાસશે તેને માલમ પડશે કે એ સિંહના જેવો વિકાળ હતો, શિયાળના જેવો પ્રપંચી હતો, દરેક જણ તેનાથી બ્હીતા હતા, તેમ તેનું માન રાખતા હતા, અને લશ્કરના માણસોને તે અળખામણો થયો નહોતો. વળી તે ગાદીપર નવોસવો હતો તે છતાં તે પોતાનું રક્ષણ કરી શકયો હતો તેમાં આશ્ચર્ય થવા જેવું નથી, કારણ કે તેની લુટફાટને લીધે તેની પ્રજામાં તે ભુંડો થયો હોત, પરંતુ તેની પ્રતિષ્ઠાને લીધેજ કોઇ જરા પણ સામું થઇ

શકતું નહોતું. પણ તેનો છોકરો **એન્ટોનિનસ** ઘણો સારો માણસ હતો, તેમજ તે ઉત્તમ શક્તિવાળો હતો; આથી લોકો તેને વખાણતા હતા અને લશ્કર તેને તાબે રહેતું હતું, કેમકે તે સ્વભાવે શૂરો હતો, ધૈર્યતાથી મહેનત કરે અને સંકટ વેઠે તેવો હતો, અને લંપટપણાને તથા નામર્દાઇને તે ધિક્કારતો હતો, અને તેથી લશ્કરના માણસો એનાથી ઘણા ખુશ રહેતા હતા. તેમ છતાં પણ તેનો જુસ્સો ને ક્રૂરતા એટલી હદપારનાં હતાં કે વખતબેવખત **રોમ**ના ઘણાક માણસોને અને **એલેક્ઝાન્ડ્રીયા**ના બધા લોકને એણે મારી નંખાવ્યા હતા, તેથી આખી દુનિયા એને ધિક્કારતી હતી અને એના પોતાના વિશ્વાસુ માણસો પણ એનાથી બ્હીવા લાગ્યા હતા. એનાં આવાં કૃત્યોને લીધે છાવણીની વચમાંજ એના એક લશ્કરી સરદારે એને મારી નાખ્યો હતો. આ ઉપરથી સમજાશે કે આવા પ્રકારનાં ખૂન લાંબા ને દૃઢ વિચાર પછીજ કરવામાં આવે છે અને રાજા તેને અટકાવી શકે તેમ હોતું નથી; કારણ કે જેને પોતાની જીંદગીનીજ દરકાર નથી તે ગમે તે વખતે આવાં ખૂન કરશેજ. આવા ખૂન ક્વચિતજ થાય છે તે છતાં રાજાએ પોતાની આસપાસ રહેનારા માણસોને ભારે ઇજા ન પહોંચાડવાની કાળજી રાખવી જોઇએ. **એન્ટોનિનસે** આ બાબતમાં ઘણી મોટી ભૂલ કીધી હતી, કેમકે ઉપર જણાવેલા સરદારના ભાઇને તેણે ઘણુંજ અપમાન લાગે એવી રીતે મારી નખાવ્યો હતો, અને તે સરદારને એ દરરોજ ધમકી આપતો હતો, તેમ છતાં તેને પોતાના રક્ષક સિપાઇઓના ઉપરી તરીકે પોતાની પાસે રાખ્યો હતો. આ ઘણું ઉદ્ધત અને હાનિકારક કૃત્ય હતું અને પરિણામે તે તેવુંજ નિવડયું.

હવે **કોમોડસ** બાબત વિચાર કરીએ. પોતાનું રાજ્ય જાળવવાને એને ઘણો પ્રયાસ કરવો પડે તેમ નહોતું, કારણ **માર્કસ**ના

છોકરા તરીકે વારસાના હકથી ગાદી મળી હતી. લોકોને સંતોષ આપવા તથા લશ્કરને આભારી કરવા એને બીજું કંઇ કરવાનું નહોતું, પણ ફક્ત પોતાનો બાપ ચાલેલો તે રાહે ચાલી કામ કરવાનું હતું. પરંતુ એનો સ્વભાવ ક્રૂર અને નિર્દય હોવાથી લોકો ઉપર લુટફાટ ચલાવવા એણે લશ્કરને ઘણી છૂટ આપી અને તેમને ગમે તેવાં બદફેલીનાં કામો કરવા દીધાં. વળી ગ્લેડિયેટર નામથી ઓળખાતા રોમન પેહેલવાનો સાથે કુસ્તી કરવા સારૂ તે અગડમાં ઉતરતો હતો તેથી, તથા શેહેનશાહને ન છાજે તેવાં અને દુષ્ટ કૃત્યો કરતો હતો તેથી, એણે પોતાનો મોભો જાળવ્યો નહીં, અને આખરે લશ્કરના માણસો પણ એને ધિક્કારવા લાગ્યા. આ પ્રમાણે બન્ને પક્ષવાળાનો તિરસ્કાર એણે હોરી લીધો અને તેથી તેમણે સંપ કરી તેને ઠાર માર્યો.

**મેક્ષિમિનસ** પણ શૂરો રાજા હતો. **એલેક્ઝાન્ડર**ના બાયલાપણાથી કંટાળીને લશ્કરના માણસોએ તેને મારી નાખી **મેક્ષિમિનસ**ને શેહેનશાહ બનાવ્યો હતો, પરંતુ લાંબી મુદત સુધી તે ટકી રહ્યો નહીં. બે કારણને લીધે તે ધિક્કારને પાત્ર થયો હતો. એક તો એ હતું કે તે નીચા કુળનો હતો, કારણ બધા લોકો જાણતા હતા કે તે **થ્રેસ**માં ઘેટાં ચરાવતો હતો. આથી સઘળાઓ તેને ધિક્કારતા હતા. બીજું કારણ એ હતું કે શેહેનશાહ પદ મળ્યા પછી, તુરત **રોમ**માં આવી તેણે ગાદીનો કબજો લીધો નહીં, પરંતુ **રોમ**માં અને રાજ્યના બીજા ભાગોમાં પોતાના માણસોને ઘણી સખ્તાઇ વાપરવા દીધી, તેથી તે ક્રૂર ગણાયો હતો. એથી કરીને તેના નીચા કુળથી અને ક્રૂરતાથી ત્રાસ પામી જઇ, ધાસ્તીના માર્યા, **આફ્રિકા**ના લોકો, **સેનેટ** અને **રોમ**માં તેમજ **ઇટાલી**માંના બધા લોકોએ એક મત થઇ તેનો ઘાટ ઘડવાનો વિચાર કીધો. તેનું લશ્કર પણ તેની ક્રૂરતાથી કંટાળી ગયું હતું, તેથી જનસમૂહ પણ તેની વિરૂદ્ધમાં હતું એવું

જોયું એટલે તેમની સાથે સામેલ થઇ ગયું, અને **મેક્સિમિનસને** ઠાર માર્યો.

**હેલિયોગેબેલસ, મેક્રિનસ** અથવા **જુલિયન** બાબત હું કંઇ પણ કહેવા માગતો નથી, કારણ કે તેઓ સઘળા નામર્દ અને ધિક્કારને પાત્ર હતા તેથી થોડી મુદતમાંજ નાશ પામ્યા હતા. પરંતુ હવે એટલું કહેવાની જરૂર છે કે હાલના સમયના રાજાઓને આવી અસાધારણ રીતે પોતપોતાના રાજ્યના લશ્કરનાં માણસોને રાજી રાખવાની જરૂર પડતી નથી. કેમકે તેમના સંબંધમાં તદ્દન બેદરકાર રહેવું યોગ્ય નથી, તોપણ એનો ઉપાય સહેલો છે, કારણ કે રોમન રાજ્યમાં હતા તેમ હાલના સમયમાં રાજાઓ પાસે સંપૂર્ણ લશ્કર હોતું નથી, અને તે તેજ રાજ્યમાં લાંબી મુદ્દત રહી તૈયાર થયેલું હોતું નથી; તેટલા માટે તે સમયમાં જનસમૂહને રાજી રાખવા કરતાં લશ્કરને રાજી રાખવાની જો વધારે જરૂર હતી, તો તેનું કારણ એટલું એજ કે લશ્કરની સત્તા વધારે પ્રબળ હતી. હાલના સમયમાં લશ્કરના કરતાં જનસમૂહ વધારે સમજુ અને વિચારશીલ હોવાથી, **મોટા તુર્ક** અને **સોલ્ડન** શિવાય, બધા રાજાઓ જનસમૂહની ઇચ્છા મુજબ વર્તે તેમાંજ તેમને વધારે લાભ છે. **તુર્કને** આમાંથી બાતલ કરૂં છું, કેમકે તે પોતાના રક્ષક સિપાઇની ટુકડીમાં **૧૨,૦૦૦** પાયદલ અને **૧૫,૦૦૦** ઘોડેસ્વારને હમેશાં પોતાની પાસે રાખે છે. પોતાના રાજ્યની નિર્ભયતાનો અને શક્તિનો આધાર તેમના ઉપર છે, અને તેથી લોકોના સંબંધની વાત બાજુએ મૂકી, તેમની પ્રીતિ જાળવી રાખવી એ એને જરૂરનું છે. **સોલ્ડનની** હકીકત પણ એને મળતીજ છે, કેમકે પોતે લશ્કરના માણસોની સત્તાને તદ્દન આધીન હોવાથી, જનસમૂહ માટે દરકાર ન કરતાં લશ્કર સાથે હળીમળીને ચાલવું એ એને લાભકારક છે. **સોલ્ડનની** રાજ્યવ્યવસ્થા બીજાં રાજ્યોથી જૂદી પડતી છે. ખ્રિસ્તી ધર્મમાં **પોપની** સત્તા છે તેનાથી આ રાજ્યવ્યવસ્થા જૂદા પ્રકારની

નથી; એ રાજ્ય નવું પણ કહી શકાય નહિ તેમ પરાપૂર્વથી ચાલતું આવેલું એવું પણ કહેવાય નહીં; કેમકે મરનાર રાજાના પુત્રો ગાદીવારસ ગણાતા નથી, તેમ તેના રાજ્યમાંથી તેમને કંઇ ભાગ પણ મળતો નથી; પણ પસંદગી કરવાની જેમના હાથમાં સત્તા છે તેઓ જેને ચુંટી કાઢે તે ગાદીપર બેસે છે. આ રિવાજ જુનો હોવાથી તેવું રાજ્ય નવું કહી શકાય નહીં, અને તેથી કરીને નવા રાજ્યને જે મુશીબતો વેઠવી પડે છે તેવી તેમને વેઠવી પડતી નથી; કેમકે રાજા પોતે કદાપિ નવો હોય અને કદાચ ઉપનામ પણ નવું આપ્યું હોય, તેમ છતાં પણ રાજ્યના કાયદા અને રીતભાત જુના છે અને તેથી પરાપૂર્વથી ચાલતા રાજ્યનો માલિક હોય એવી રીતે વર્તવાની એને જરૂર પડે છે.

મૂળ મુદ્દા ઉપર ત્યારે હવે ઉતરીયે. ઉપર આપેલી હકીકત ઉપરથી જણાશે કે શેહેનશાહોના નાશનું સ્થાયી કારણ રાજા માટે લોકોના મનમાં દ્વેષ અગર તિરસ્કાર બુદ્ધિ એજ છે. વળી પોતાના રાજકારભારમાં કેટલાએકે એક રીત પકડેલી અને કેટલાએકે બીજી, તોપણ બન્ને પક્ષમાં કેટલાક સુખી થયા હતા ને કેટલાક દુઃખી થયા હતા તેનું કારણ શું તે પણ ઉપરની હકીકત ઉપરથી શોધી શકાશે. **માર્કસ** ગાદી માટે હકદાર હોવાથી શેહેનશાહ થયો હતો; તેટલા માટે તેનું અનુકરણ કરવું એ **પર્ટિનાક્ષ** તથા **એલેક્ઝાન્ડર**ને ઘણુંજ હાનિકારક હતું, કેમકે તેમને તો લોકોએ પોતાની મરજીથી શેહેનશાહ બનાવ્યા હતા. વળી **સેવેરસ**ના જેવા ગુણ તથા શક્તિ ન હોવા છતાં તેની માફક વર્તવું એ **કેરેકેલા, કોમોડસ** અને **મેક્ષિમિનસ**ને તેટલુંજ નુકસાનકારક હતું. તેટલા માટે નવો રાજા **માર્કસ**નાં કૃત્યોનું અનુકરણ કરી શકે નહીં, તેમજ **સેવેરસ**ની માફક વર્તવાની તેને જરૂર લાગે નહીં તો, પોતાના રાજ્યનો પાયો સજ્જડ બેસાડવા સારૂ જરૂરીયાત જેટલું અનુકરણ **સેવેરસ**ના દાખલાનું કરવું, અને એક વાર રાજ્યની

વ્યવસ્થા થાય અને તે સુદૃઢ થાય ત્યાર પછી માન આબરૂ સાથે તે જાળવી રાખી તેનું રક્ષણ કરવા સારૂ જરૂરીયાત જેટલું અનુકરણ **માર્કસ**ના દાખલાનું કરવું એ યોગ્ય અને વાજબી છે.

## ભાગ ૨૦ મો.

## રાજાઓ ઘણીવાર કોટ કિલ્લા બંધાવે છે અને બીજાં કામો કરે છે તેથી લાભ થાય છે કે હાનિ?

પોતાના રાજ્યનું વધારે સારી રીતે રક્ષણ થાય તેવા હેતુથી કેટલાક રાજાઓ પોતાની પ્રજાનાં શસ્ત્ર છિનવી લેછે; કેટલાક પોતાના પ્રદેશનાં પરગણાંઓ પાડી દેછે; કેટલાક લોકોમાં પક્ષ પડાવે છે અને વૈરભાવ ઉત્પન્ન કરાવે છે; કેટલાક પોતાના રાજ્યની શરૂઆતમાં જેઓ શંકાશીલ હોય છે તેવાંને ફોસલાવવાના અને તેમની પ્રીતિ સંપાદન કરવાના પ્રયત્ન કરે છે; કેટલાક કિલ્લાઓ બાંધે છે અને કેટલાક તે તોડી પાડે છે. આ બધી બાબતોમાં, અમુક રાજ્યના સંબંધમાં વિચાર કરવાનો ન હોય ત્યાં સુધી, નક્કી નિયમો બાંધી શકાતા નથી; તેમ છતાં પણ તે દરેક બાબત સંબંધી ટુંકમાં હકીકત આપવાનું ધારૂં છું.

ડાહ્યો અને દીર્ઘદર્શી રાજા પોતાની પ્રજાનાં શસ્ત્ર કદી પણ છિનવી લેતો નથી. પણ એથી ઉલટું જેમની પાસે શસ્ત્ર નથી હોતાં તેમને શસ્ત્ર આપે છે, કેમકે તેમને હથિયારબંદ કરવાથી તથા લશ્કરી કવાયતની તેમને ટેવ પાડવાથી ગમે તે સમયે તેઓ પોતાના રાજાને મદદગાર થઇ પડે છે, જેઓને માટે શક રાખવા જેવું હોય છે તેઓ વિશ્વાસુ બને છે, જેઓ પહેલાંથી વિશ્વાસુ હોય છે તેઓની શ્રદ્ધા દૃઢ થાય

છે, અને સઘળી પ્રજા રાજાના પક્ષમાં ભરાય છે; વળી તમારા તાબાના આખા જનસમૂહને શસ્ત્ર બંધાવી શકાય તેવું હોતું નથી, તેથી ઉપકારની રાહે કેટલાકને શસ્ત્ર આપવાથી બાકીનાના સંબંધમાં તમે વધારે નિર્ભય રીતે વર્તી શકો છો; કેમકે બીજા કરતાં લશ્કરના માણસ પ્રત્યે જૂદીજ રીતની વર્તણુકને લીધે તેઓ વધારે ઇમાનદાર બને છે. પરંતુ તેમનાં શસ્ત્ર લઇ લેવામાં આવે છે, તો તેઓ કંટાળો પામી જાય છે, અને તેઓ ક્યાંતો નામર્દ છે અગર કાવતરાખોર છે એવો તેમને માટે અભિપ્રાય બંધાયો હશે એમ તેમના મનમાં આવે છે, અને આ બન્ને કારણથી તેઓના મનમાં પોતાના રાજા માટે ધિક્કાર છુટે છે. વળી લશ્કરની મદદ શિવાય રાજ્યનું સંરક્ષણ થઇ શકે નહીં, તેથી રાજ્યના લોકોને શસ્ત્ર આપવામાં આવે નહીં તો, અગાડી જેનું વર્ણન કીધું છે તેવું ભાડુતી લશ્કર રાખવાની રાજાને જરૂર પડે છે. આવું ભાડુતી લશ્કર કદાચ સારી વૃત્તિવાળું અને નિમકહલાલ નિવડે એમ ધારીયે, તોપણ બળવાન દુશમનોની સામે તથા નાખુશ અને નારાજ થયેલી પ્રજાની સામે તેઓ લાંબી મુદત ટકી શકતા નથી અને રાજાનું રક્ષણ કરી શકતા નથી. આવાં કારણોને લીધે નવો રાજા, રાજ્ય નવું મળે છે ત્યારે, હમેશાં પોતાની પ્રજાને હથિયાર આપે છે, અને ઇતિહાસમાંથી તેવા ઘણાક દાખલા મળી આવે છે. પરંતુ રાજા કોઇ નવું રાજ્ય જીતે છે, અને પોતાના જુના રાજ્યના પેટા તરીકે તેની સાથે તે નવા રાજ્યને જોડી દે છે, તે વખતે નવી પ્રજાનાં શસ્ત્ર છિનવી લેવાની જરૂર છે; પણ જેટલા માણસ જીત મેળવવામાં મદદગાર થયા હોય તેમની પાસે શરૂઆતમાં શસ્ત્ર રાખવાં જોઇએ, અને ધીમે ધીમે તેમને નરમ પાડી દઇ એવા આળસુ અને બાયલા બનાવી દેવા કે વખત જતાં નવા રાજ્યમાં કોઇ શસ્ત્ર ધારણ કરે તેવા રહે નહીં, અને તમારા જુના રાજ્યમાં જે કેળવાયલું હોય છે, અને જે હમેશાં ત-

મારી પાસેજ રહે છે, એવા તમારા જુના લશ્કર ઉપર તમારા બળનો આધાર રહે તેમ કરી નાખવું.

આપણા વડીલો, જેઓ ડાહ્યા માણસ ગણાતા હતા, તેઓ કહેતા હતા કે **પિસ્તોઈઆ**નું રક્ષણ પક્ષ પડાવવાથી, અને **પાઈસા**નું રક્ષણ કિલ્લાઓથી કરવાની જરૂર હતી; અને તે ઉપરથી તેઓના તાબાના ઘણાંક શેહેરોમાં, મુશ્કેલી વગર પોતાની પાસે તે રહે તેટલા માટે, તેમણે પક્ષો પડાવી વૈરભાવ ઉત્પન્ન કરાવ્યો હતો. **ઈટાલી** દેશ જ્યારે અનિશ્ચિત સ્થિતિમાં હતો, અને તેમાં ઘણી અવ્યવસ્થા ચાલતી હતી, તેવા સમયમાં આ પ્રમાણે કરવું ઠીક હતું; પરંતુ આ પ્રમાણે કરવું હાલના સમયમાં દુરસ્ત નથી, અને તેના દાખલા લેવા યોગ્ય નથી, કેમકે મારો એવો મત છે કે પક્ષ પડાવવાથી રાજાને કદીપણ ફાયદો થતો નથી; પરંતુ કોઇ દુશમન રાજ્યપર ચઢાઇ કરે છે, અને શેહેરમાં બે પક્ષ હોય છે તો તે નક્કી તુરતજ દુશમનના હાથમાં જાય છે; કારણ કે નબળો પક્ષ હોય છે તે હમેશાં શત્રુના પક્ષમાં ભરાય છે, અને બીજો પક્ષ તેનું રક્ષણ કરવાને સમર્થ હોતો નથી. આવાજ હેતુથી હું ધારૂં છું કે **વેનિશિયન** લોકોએ **ગ્લેલ્ફ** અને **ઘિબિલિનો**ના પક્ષોને પોતાના તાબાનાં શેહેરમાં વારાફરતી ઉત્તેજન આપી પુષ્ટિ આપી હશે; અને અગરજો તેઓમાં માંહેમાંહે ખુનરેજી થતી અટકાવી હતી, તોપણ તેઓમાં વૈરભાવ એણે વધાર્યો હતો, અને તે એવા હેતુથી કે તેઓ માંહેમાંહે લડતા હોય તો લોકો સામે હાથ ઉઠાવવા તેમને વખતજ આવે નહીં. પરંતુ તેઓ પોતાની આશામાં છેતરાયા હતા; કેમકે **વેલિયા** આગળ તેમની હાર થઇ એટલે તેમાંનો એક પક્ષ વેનિશિયન લોકોની સામે થયો અને તેમના રાજ્યમાંથી તેમને કાઢી મૂક્યા. આ ઉપરથી જણાય છે કે આવી રીત રાખવાથી રાજાની નબળાઇ જણાય છે. કોઇ પણ સમર્થ કે દૃઢ સ્થિતિવાળું રાજ્ય આવા પક્ષને ઉત્તેજન આપતું નથી, કેમકે તેથી

સલાહશાન્તિના વખતમાં કદાચ પ્રજા ઉપર સારી રીતે રાજ્ય ચલાવી શકાય છે, તેથી તેવે સમયે તે ઉપયોગી થઇ પડે, પરંતુ લડાઇમાં ઉતરવાનું થાય છે ત્યારે એથી કેટલું નુકસાન છે તે તુરત જણાઇ આવે છે. રાજ્ય ચલાવવામાં અડચણો અને મુશીબતો આવી પડે છે તે દૂર કરવાથી રાજા મોટી પદવી પામે છે, એ વાત ખરી છે; અને તેથી કરીને, જ્યારે નવો રાજા, કે જેને જુના અને વંશપરંપરાના રાજા કરતાં કીર્તિ મેળવવાની વધારે જરૂર હોય છે ને હોંસ હોય છે, તેને ઊંચી પદવીએ ચઢાવવાની નસીબદેવીને ઇચ્છા હોય છે, ત્યારે જીતો મેળવવાની એને તક મળે અને દુશમનોએ તૈયાર કીધેલે રસ્તે એ વૃદ્ધિ પામે તેટલા માટે તેની સામે દુશમનો ઉભા કરે છે, અને સાહસના કામ માથે લેવા એને ઉસ્કેરે છે. આ ઉપરથી કેટલાકનું એવું ધારવું છે કે તક મળે ત્યારે ડાહ્યા અને વિચારશીલ રાજાએ ઘણી સાવચેતીથી તથા હોશિયારીથી પોતાની સામે શત્રુઓને ઉભા કરવા, કે જેથી કરીને અનુકૂલ વખત આવે ત્યારે તેમનો નાશ કરીને પોતાનું મહત્વ પોતે વધારી શકે.

રાજાઓને, અને ખાસ કરીને જેમને લાંબી મુદ્દત થઇ હોતી નથી તેઓને, પોતાના રાજ્યની શરૂઆતમાં જેમને ઘણા વિશ્વાસપાત્ર ગણતા હોય છે તેમના કરતાં, તે વખતે જેમને માટે તેમના મનમાં વેહેમ ભરાયલો હોય છે તેમના તરફથી વધારે મદદ મળેલી હોય છે અને તેઓ વધારે નિમકહલાલ નિવડેલા હોય છે. સાયનાના રાજા પેન્ડોલ્ફસ પેટ્રુસાઇએ, જેમને માટે તે વેહેમ રાખતો હતો તેમની મદદથી રાજ્ય ચલાવ્યું હતું, પરંતુ આવો નિયમ બધે લાગુ પડે છે એમ ગણવાનું નથી, કારણ જેવી પ્રજા, તે પ્રમાણે તે નિયમમાં ફેરફાર થાય છે. પરંતુ આટલુંજ કેહેવું બસ છે કે જે માણસો તેના રાજ્યની શરૂઆતમાં તેની સામે થયા હોય છે, તેઓ જો એવી સ્થિતિમાં હોય છે કે તેમને બીજાની મદદની જરૂર પડે છે, તો તેઓ તુરત રાજાના પક્ષમાં આવી જાય છે, અને બીજાના

કરતાં વધારે નિમકહલાલ રહેવાની તેમને જરૂર લાગે છે, કારણ કે પોતાને માટે ભરાયલો વેહેમ દૂર કરવાને પોતાની વર્તણુક સારી રાખવીજ જોઇએ એમ તેઓ સમજે છે; અને તેટલાજ માટે, અમે નિર્ભય છિયે એમ ધારીને જેઓ રાજાનું કામ કરે છે, તેઓ એનો કારભાર બેદરકારીથી કરે છે, તેથી તેમના કરતાં આવા માણસોને હાથે તો એને વધારે લાભ થાય છે.

વળી જેણે રાજ્ય નવુંસવું મેળવ્યું હોય, અને તે પણ ખાનગી ખટપટથી તથા મેહરબાનીની રાહે હોય, તેવાને માટે યાદ દેવડાવવું જોઇએ કે તેવા પક્ષવાળાઓએ પોતાને શા હેતુથી મદદ કરી તેનો એણે પૂર્ણ વિચાર કરવો જોઇએ. જો તેઓ પ્યારને લીધે નહીં, પરંતુ જુના રાજ્યની સામે ગર્વ અને ઇર્ષાને લીધે તેના પક્ષમાં ભરાયા હોય તો તેમને સંતોખવા અશક્ય થઇ પડવાથી તેઓને પોતાના મંડળમાં જારૂ રાખવા તેને ઘણી મહેનત અને અડચાણ પડશે. ગંભિરતાથી વિચાર કરીશું તો જણાશે કે જુના રાજ્યથી જેઓ સંતોષ પામેલા હતા, અને તેથી જેઓ એના દુશમન તરીકે ગણી શકાય, તેઓ એના પક્ષમાં સેહેલાઇથી રહી શકે છે, પરંતુ શરૂઆતમાં જેઓ એના પક્ષમાં રહ્યા હતા અને જુના રાજ્યને ઉપાડી નાખવામાં મદદગાર હતા, તેઓ જરા મરજી પ્રમાણે ન થાય કે તુરત તેની સામે થઇ જાય છે. આવાં ઉદાહરણ પ્રાચીન અને અર્વાચીન બન્ને ઇતિહાસમાંથી નિકળી આવશે.

પોતાના રાજ્યનું સંરક્ષણ થાય તેવા હેતુથી પોતાના રાજ્યપર હુમલો કરનારને અટકાવવા સારૂ, તથા બંડ જાગે તેવે સમયે આશ્રયસ્થાન તરીકે ઉપયોગમાં લેવા સારૂ, કેટલાક રાજાઓ કિલ્લાઓ બંધાવે છે. આવો રિવાજ અસલનો છે તેથી હું એને પસંદ કરૂં છું; તેમ છતાં પણ ઘણી થોડી મુદત ઉપર પોતાનું રાજ્ય જાળવવાના હેતુથી **કેસ્ટેલ્લો** શેહેરમાં આવેલા બે કિલ્લા **નિકોલો વિટેલ્લીએ** જમીનદોસ્ત કરી નાખ્યા હતા.

**આર્ગોનના ડ્યુક ગિવડોબાલ્ડોએ, સિઝર બોર્જિઆએ** એને પોતાના રાજ્યમાંથી કાઢી મૂકયો તે વખતે તે છોડીને જતાં જતાં, પોતાના રાજ્યમાં આવેલી સઘળી રક્ષણ થઇ શકે તેવી જગ્યાઓનો નાશ કીધો હતો, અને તે એવાજ હેતુથી કે શત્રુના હાથમાં તે ફરીને જાય નહીં. **બેન્ટિવોગ્લિઓ બોલોના** પાછા આવતા એજ પ્રમાણે કીધું હતું. તેટલા માટે સમયાનુસાર કિલ્લાઓથી ફાયદા ગેરફાયદા થાય છે, અને એક જગ્યાએ તેથી લાભ થાય છે, તો બીજી જગ્યાએ તેથી તેટલુંજ નુકસાન થાય છે. જે રાજાને પોતાની પાડોસના રાજાઓ કરતાં પોતાની પ્રજાની વધારે દહેસત હોય તેણે એવા કિલ્લા રહેવા દેવા જોઇએ. **સ્ફોર્ઝાનું** કુટુંબ બીજી અનેક વિપત્તિથી દુઃખ પામ્યું હતું, તેના કરતાં **ફ્રાન્સેસ્કો સ્ફોર્ઝાએ** બાંધેલા **મિલાનના** કિલ્લાથી વધારે દુઃખ પામ્યું હતું અને હજી પામશે. તેટલા માટે પોતાની પ્રજાના મનમાં રાજાને માટે ધિક્કાર છુટયો ન હોય એજ સઘળા કરતાં ઉત્તમ કિલ્લો છે; કારણ કે લોકો જો રાજાને ધિક્કારતા હશે તો તેના કિલ્લાથી કંઇ તેનું રક્ષણ થઇ શકવાનું નથી, કેમકે રાજા સામે લોકો બંડ ઉઠાવશે કે તુરત પરાયા લોક આવી તેમને મદદ કરશે. રાજાને આવી વર્તણુક રાખવાથી ફાયદો થયો હોય એવો આપણા સમયનો એક પણ દાખલો નથી; પરંતુ **હોયરોનિમોના** મૃત્યુ વખતે તેની સ્ત્રી **કાઉન્ટેસ ઓફ ફર્લિ** પોતાના કિલ્લાને લીધે લોકોના જુસ્સા સામે ટકી રહી હતી, અને **મિલાનથી** મદદ આવી પહોંચતા સુધી અને રાજ્યમાં પાછું સ્થાયીપદ મેળવતા સુધી પોતાનું રક્ષણ કરી શકી હતી. વળી તે સમય એવો હતો કે લોકોને બહારના રાજ્યની મદદ મળી શકે તેમ નહોતું. પણ પછવાડેથી **સિઝર બોર્જિઆએ** તેનાપર હુમલો કીધો તે વખતે લોકો ગુસ્સે થયલા હતા તેથી તેની સાથે સામેલ થઇ ગયા, અને તે કિલ્લાથી પોતાનું રક્ષણ કરી શકી નહોતી. તેટલા માટે અનેક કિ-

લ્લાઓ પોતાના કબજામાં રાખવાને બદલે, પહેલાંથીજ લોકોની પ્રીતિ તેણે મેળવી હોત તો તેને વધારે લાભ થાત. આ ઉપરથી એકંદર વિચાર કરતાં જેઓ કિલ્લા બાંધે છે, તેમ જેઓ તેને માટે બેદરકાર રહે છે તે બધાનાં કૃત્યો હું પસંદ કરૂં છું, પરંતુ અમારૂં તો કિલ્લાથી રક્ષણ થશે એવો વિશ્વાસ રાખી જે રાજાઓ લોકોને નારાજ કરવા અચકાતા નથી ને તે માટે બેદરકાર રહે છે, તેઓને ખરેખર હું નિંદાને પાત્ર ગણું છું.

---

# ભાગ ૨૧ મો.

---

## કીર્ત્તિ મેળવવા રાજાએ કેવી વર્તણુક રાખવી જોઇએ.

મોટાં સાહસિક કામોથી અને પોતાની બહાદુરી અને સારી ચાલના ઉત્તમ દાખલાથી રાજાનાં જેટલાં વખાણ થાય છે તેટલાં બીજી કોઇ રીતે થતાં નથી. હાલના સમયમાં **એરેગાન**નો રાજા- **સ્પેન**નો હાલના **રાજા ફર્ડિનાન્ડ** છે તેનો દાખલો આપી શકાય. એ ખરૂં જોતાં નવો રાજા કહી શકાય, કેમકે એક સાધારણ અને બહુ બળ વગરના રાજાના જેવી સ્થિતિમાંથી તેણે એટલું માન મેળવ્યું કે ખ્રિસ્તી રાજ્યોમાં તે મોટામાં મોટો રાજા બની ગયો. તેનાં કરેલાં કૃત્યો તપાસશો તો તેણે દરેકમાં શૂરવીરપણું બતાવેલું માલમ પડશે, અને કેટલાંક તો અસાધારણજ જણાશે. એના રાજ્યની શરૂઆતમાં એણે **ગ્રાનડા**ના રાજ્યપર હુમલો કીધો હતો, અને તેજ સાહસ કામથી એની પ્રૌઢતાનો પાયો નંખાયો હતો. એ કામ તેણે સ્વસ્થપણે અને અડચણ આવી પડશે એવો કોઇ પણ પ્રકારનો વહેમ પોતાને નથી તેવી રીતે કીધું; **કેસ્ટાઇલ**ના બેરનો (સરદારો) ને તેમને સોંપેલા કામમાંજ રોકી રાખ્યા, અને

લડાઇમાં તેઓ એટલા મશગુલ થઇ ગયા કે ફેરફારીનો લેશ માત્ર પણ સંશય તેમને આવ્યો નહીં; અને તે અરસામાં તો તે વિશેષ કીર્ત્તિ મેળવી શક્યો; અને તેમના લક્ષમાં આવતા પહેલાં તેમના ઉપર પૂરી સત્તા મેળવી લીધી. ધર્મ અને લોકોના હિતને બ્હાને લશ્કર ઉભું રાખવાની તેણે એક યુક્તિ શોધી કહાડી, અને લડાઇ લાંબી મુદત ચાલી તેથી લશ્કરમાં એવી વ્યવસ્થા અને સુધારણા કીધી કે તેમની મદદથી પછી તેણે ઘણી માનભરેલી જીતો મેળવી. આ ઉપરાંત ધર્મનેજ બ્હાને વધારે મોટાં ને સાહસિક કામો કરવા પોતે યોગ્ય થાય તેટલા માટે પરમધાર્મિક ક્રૂરતા વાપરી, **મરાણી** નામથી ઓળખાતા **યાહુદી** લોકોનો તેણે નાશ કીધો અને તેમને જડ મૂળથી ઉખેડી નાખ્યા. તેનું એકે કૃત્ય આના કરતાં વધારે ખેદ-કારક અને આશ્ચર્યકારક નહોતું. આવીજ રીતના ધર્મને બ્હાને તેણે **આફ્રીકા**પર હુમલો કીધો, **ઇટાલી**પર ચઢાઇ કીધી, **ફ્રાન્સ**પર હલ્લો કીધો, અને એવાં બીજાં મોટાં કામો શરૂ કીધાં. આથી તેની પ્રજા વિસ્મિત થઇ વિચારમાંજ પડતી અને તે જૂદા જૂદા ઘાટ ઘડે છે, તેનું પરિણામ શું આવે છે તે જોવાને તલપી રહેતી, અને બીજી કોઇ બાબત ઉપર લક્ષ આપી શકતી નહોતી. વળી તે પોતાનાં કામ એક પછી એક એવી ત્વરાથી કરતો કે કોઇપણ માણસ નચિંતે બેસી શકતો નહીં, અગર તેની સામે કંઇ કામ કરવાની ઇચ્છા રાખે તો તે ચાલુ રાખી શકતો નહીં.

વળી રાજાએ કારભાર કરવાની પોતાની શક્તિનો અદ્ભુત નમુનો પણ પોતાની પ્રજાને બતાવવો જોઇએ, કેમકે તેથી એને ઘણો લાભ થાય છે. **મોન્સિયર બર્નાર્ડો-ડ-મિલાનો** સંબંધી એવી હકીકત જણાવવામાં આવેલી છે. રાજ્ય કારભારમાં કંઇ અસાધારણ કામ કરવાની રાજાને તક મળે, પછી તે સારા કામમાં હો કે નઠારા કા-મમાં, તો તે તેણે જવા દેવી નહીં. કોઇને અસાધારણ બક્ષીસ આ-

પણાથી કે સખ્ત શિક્ષા કરવાથી આખી દુનિયામાં તેની વાત ચાલે તેવું હોય તો તેવું કામ કરવા તેણે તત્પર રહેવું યોગ્ય છે. વિશેષ કરીને રાજાએ પોતાના દરેક પ્રકારના કામ કરવામાં એટલી કાળજી રાખવી જોઇએ કે તેથી પોતે ઘણોજ હોશિયાર તેમજ મોટો માણસ છે એવી કીર્ત્તિ તે મેળવી શકે.

વળી રાજા ખરા મિત્ર અગર ઉદાર દુશમન તરીકે વર્તે છે ત્યારે તે ઘણું માન પામે છે, એટલે કે કંઇપણ આનાકાની વગર બે પક્ષમાંથી એક પક્ષની તરફેણ તે ખુલ્લી રીતે કરે છે, ત્યારે તે કૃત્ય જેમ કપટ રહિત અને રાજાને શોભા આપે તેવું હોય છે, તેમજ બન્ને પક્ષથી અલગ રહેવા કરતાં તેથી વધારે લાભ થાય છે; કેમકે તમારા બે સમર્થ પાડોસના રાજ્યવાળાઓ લડતા હોય ત્યારે તેઓ એવી સ્થિતિવાળા હોય છે કે જીત મેળવનારાની તમારે કાં તો ધાસ્તી રાખવી પડે અગર ન રાખવી પડે. આ બેમાંથી ગમે તે બાબત લાગુ પડતી ગણીએ, તોપણ ખુલ્લી રીતે એક પક્ષની તરફેણ કરી લડાઇમાં તેની તરફથી ઉતરવું એથી તમને હમેશાં લાભજ થશે. આવી રીતે એક પણ પક્ષની સાથે સામેલ ન થાઓ, ત્યારે જીતનાર પક્ષની તમને મૂળથી ધાસ્તી હશે તો, જે પક્ષ જીત મેળવશે તેના તમે ભોગ થઇ પડશો, અને હાર પામેલો પક્ષ પોતાના જેવી સ્થિતિમાં તમને આવી પડેલા જોઇ ખુશી થશે તથા સંતોષ પામશે; વળી તમને જરૂર પડે તે વખતે તમને કોઇ મદદ કરશે નહીં, કેમકે પોતાને જરૂર પડી હતી તે વખતે જેમણે પોતાને મદદ કરેલી નહીં, તેઓ પોતાના મિત્ર કે ભલું ઇચ્છનારા છે એવું જીત મેળવનાર કદી ગણશે નહીં; તેમજ હાર પામનાર પણ તમને મદદ કરશે નહીં, કેમકે તેનાપર આવેલી વિપત્તિ વખતે શસ્ત્ર લઇ તેની સાથે લડાઇમાં ઉતરવા તમે હિમ્મત ધરી નહોતી. **ઈટોલિયન** લોકોના બોલાવવાથી **રોમન** લોકોને હાંકી કાઢવા **એન્ટિઓકસ ગ્રીસ** ગયો હતો. પછી **રોમન**

લોકોની સાથે જેમને સલાહ હતી, તે **એકિયન** લોકોને બન્ને પક્ષથી અલગ રહેવા સમજાવવા સારૂ તેમનાતરફ **એન્ટિઓકસે** એલચી મોકલ્યા, અને પોતાની સાથે સામેલ થવા **રોમન** લોકોએ પણ તેમના તરફ એલચી મોકલ્યા. આ બાબતનો નિર્ણય કરવા સારૂ **એકિયન** લોકોની મંત્રસભા (કાઉન્સિલ) મળી; તેમાં **એન્ટિઓકસના** એલચીએ તેમને મધ્યસ્થ રહેવા દબાણ કીધું. તેના જવાબમાં **રોમન** લોકોના એલચીએ નીચે પ્રમાણે જવાબ દીધો, "કે અમારી લડાઇમાં તમારા સંસ્થાને સમુળગો ભાગ ન લેવો અને વચમાં ન પડવું એથીજ તમને લાભ છે અને એજ સારો રસ્તો છે એવું જે તેમને આ એલચીએ સમજાવ્યું છે તેના સંબંધમાં મારે કહેવું જોઇએ કે એના કરતાં વધારે હાનિકારક સલાહ કોઇપણ આપી શકે તેમ નથી; કેમકે એક પણ પક્ષમાં તમે દાખલ થશો નહીં, તો જીત મેળવનાર તમારૂં માન રાખશે નહીં અને ઉપકાર માનશે નહીં, પરંતુ ઉલટા તમે તેના ભોગ થઇ પડશો. વળી એટલું હમેશાં યાદ રાખજો કે જેને તમારે માટે ઓછી લાગણી હશે તે તમને અલગ રહેવાને સમજાવશે, પરંતુ જે તમારો મિત્ર હશે તેજ તમને શસ્ત્ર સજવાનું કહેશે." જે રાજાઓ ખોટી સલાહ મળવાથી ચાલુ ભય દૂર કરવાના હેતુથી અલગ રહે છે, તેમનો ઘણે ભાગે નાશજ થાય છે; પણ રાજા હિમ્મત રાખી એક પક્ષની તરફેણ કરે છે, તો તે પક્ષ જીત મેળવે છે, ત્યારે તે ઘણો સમર્થ હોય અને રાજા તેનાજ વિચાર પ્રમાણે ચાલતો હોય તોપણ તેનો તે ઉપકાર માનશે, અને બેશક તેનું માન રાખશે; કારણ કે એવી રીતે કીધેલા, દાખલો લેવા જોગ, ઉપકારનો બદલો પક્ષ ખેંચનારને હેરાન કરીને વાળે એવો માણસનો સ્વભાવ ક્રૂર અને લાગણી રહિત હોતો નથી. વળી જીતો મળે છે તે એવી સંપૂર્ણ હોતી નથી કે જેથી જીતનારના મનમાં કોઇ પણ પ્રકારના વિચાર રહે નહીં, અને ખાસ કરીને વાજબી બાબતોપર દુર્લક્ષ રાખે એમ બનેજ નહીં. પરંતુ કદાચ એવુંજ બને કે તમારો

સાથી હાર પામે તો તે તમને પોતાના પક્ષમાં રાખી, બનશે તેટલી મદદ કરશે, અને તમારૂં નસીબ તેની સાથે અજમાવવાનો પ્રસંગ આવશે. આમ થવાથી કદાચ તમે તમારી પોતાની સ્થિતિ કાયમ રાખી શકશો. વળી બન્ને લડનારા પક્ષમાંથી ગમે તે જીતે તોપણ તેમનો ભય રાખવાનું તમને કારણ હોય નહીં એવી સ્થિતિમાં તે બન્ને પક્ષ હોય, તોપણ તમારે તો ડહાપણ વાપરી જેમ બને તેમ જલદીથી એકનો પક્ષ લેવોજ જોઇએ; કેમકે એકને મદદ કરવાથી બીજાનો નાશ કરવામાં તમે સહાયક થાઓછો; આમ થવાથી તમારી મદદથી જીત મેળવેલી હોવાથી તે તમારા સ્વાધીનમાં રહે છે, અને તમારી મદદ મળે તો તે જીત મેળવ્યા વગર રહેતો નથી. વળી રાજાએ એટલું યાદ રાખવું કે જ્યારે બીજા ઉપર ચઢાઇ કરીને લડાઇ કીધી હોય ત્યારે પોતાના કરતાં વધારે સમર્થ રાજાના પક્ષમાં કદી ભરાવું નહીં, કેમકે તે જો જીતે છે તો તમારે તેના કહ્યામાં રહેવું પડે છે, અને રાજાઓએ તો બનતા સુધી બીજા માણસોની મરજી ઉપર આધાર રાખવો પડે તેવી સ્થિતિમાં કદી આવી પડવું નહીં. કંઇપણ જરૂર હતી નહીં ત્યારે વેનિશિયન લોકો, મિલાનના ડ્યુકની વિરૂદ્ધમાં ફ્રાન્સની સાથે મળી ગયા, અને તેવી રીતે મેળાપ કરવાથીજ તેમનો નાશ થયો હતો. પણ જ્યારે એમ કર્યા વગર છુટકો થતો નથી, (જેમકે દાખલા તરીકે લોમ્બાર્ડિની સામે પોપે અને સ્પેનિયર્ડ લોકોએ પોતપોતાનાં લશ્કર મોકલ્યાં હતાં તે વખતે ફ્લોરેન્ટાઇન લોકોને કરવાની જરૂર પડી હતી,) ત્યારે ઉપર જણાવેલાં કારણસર રાજાએ એકનો પક્ષ કરવો જોઇએ. વળી કોઇ રાજાએ કે રાજ્યકારભારીએ એમ ન સમજવું કે તેવી દરેક બાબતમાં અમુક ધોરણજ પકડી તે પ્રમાણે કામ કરી શકાશે, કારણ દુનિયાની ખટપટ એવી છે કે એક પ્રકારની અડચણ દૂર કરવા જતાં બીજા પ્રકારની અડચણમાં આવી પડાય છે. પરંતુ જે જે ભયનાં કારણ હોય તે જાણવાં અને

તે બધામાં ઓછામાં ઓછું ભય જેમાં રહ્યું હોય તેવુંજ કામ કરવું એપરથી માણસનું ખરૂં ડહાપણ જણાઇ આવે છે. વળી રાજાએ પોતે સદ્ગુણસંપન્ન હોય એવું બતાવવું જોઇએ, અને ગમે તે કળા કે હુન્નરમાં ઉત્તમ બાબતને માન આપનારા તરીકે ગણાવું જોઇએ. વળી પોતાની પ્રજા સલાહશાન્તિથી તેમજ નિર્ભયતાથી રહે, અને વેપાર, ખેતી અગર બીજો ગમે તે ધંધો પસંદ પડતો હોય તે કરે એવી રીતનું પોતાનું વર્તન રાખી, તેણે તેમની ખાતરી કરી આપવી તથા તેમને જરૂર પૂરતું ઉત્તેજન આપવું જોઇએ. આમ કરવાથી રખેને અમારી મિલ્કત રાજા ખુંચવી લેશે એવી ધાસ્તી તેમના મનમાં રહેશે નહીં, અને તેથી પોતાની મિલ્કતમાં સુધારો વધારો કરવા લલચાશે; તેમજ રખેને કરનો બોજો વધશે એવી ધાસ્તિથી પોતાનો વેપાર વધારવામાં કાંઇ આચકો ખાશે નહીં. રાજાએ પોતાની પ્રજાના મનમાં નિર્ભયતા વસે એવાં આચરણ પાળવાં એટલુંજ નહીં, પણ પોતાની સત્તા વધારવામાં અગર પોતાના રાજ્યમાં ધનસંપત્તિ વધારવામાં જે જે લોકો પ્રયત્ન કરે તેમને ઇનામ આપી, અગર કેટલીક બાબતોમાં ખાસ છુટ આપી તેવા કામમાં તેમનો ઉત્સાહ વધે એવા ઉપાય યોજવા જોઇએ. વળી વર્ષના જૂદા જૂદા ભાગમાં અનુકૂળ પ્રસંગોએ લોકોને મિજબાની આપી તથા રમતગમતના તમાસા કરી તેમને ખુશી કરવાની જરૂર પડે છે. તેમજ દરેક શેહેરમાં જૂદી જૂદી સભાઓ, મંડળીઓ, અગર ન્યાતો હોય છે, તેથી તે દરેકનું એણે માન રાખવું જોઇએ. તેમની સાથે વખતબેવખત મળી તેમને આનંદ આપવો જોઇએ, અને દયા અને ઉદારતાના ગુણનો તેમને પ્રસંગોપાત લાભ આપવો જોઇએ. આવા પ્રકારનાં આચરણની સાથે તેણે હમેશાં પોતાનો મોભો જાળવવોજ જોઇએ, અને કોઇ પણ પ્રસંગે પોતાની ઊંચી પદવીને હલકું લાગે તેવું કૃત્ય કરવું નહીં.

# ભાગ ૨૨ મો.

## રાજાના મંત્રીઓ.

પોતાને માટે મંત્રી પસંદ કરવા એ કંઇ રાજાને માટે જેવું તેવું કામ નથી; કારણ કે રાજા સંબંધી અગર તેની શક્તિ સંબંધી જે પહેલવેહેલો વિચાર બાંધવામાં આવે છે, તે, તેની આસપાસના માણસો કેવા છે તેના ઉપરથી બંધાય છે. જો તેઓ શાણા, પ્રમાણિક અને વિશ્વાસુ હોય છે, તો રાજા વિચારવંત અને ડાહ્યો છે એવી ખાતરી થાય છે; કેમકે શરૂઆતમાં તે હોશિયારનીજ પસંદગી કરી શકયો હોય છે, ત્યારે તે વિશ્વાસુ રહેવાની તેમને ફરજ પાડી શકે છે. પરંતુ તેના મંત્રી જ્યારે એથી ઉલટા ગુણના હોય છે, ત્યારે રાજામાં બહુ છત નથી એવી ખાતરી થઇ જાય છે; કેમકે સાધારણ રીતે રાજા જે પહેલી ભૂલ કરે છે તે પોતાના નોકરોની પસંદગીની બાબતમાંજ હોય છે. **સાયનાના રાજા પેન્ડોલ્ફો પેટ્રુસિયોના** મંત્રી **એન્ટોનિયો ડ વેનેફ્રોને** જે ઓળખતા હતા, તે સઘળા, એવા માણસને મંત્રી તરીકે પસંદ કીધો, તેટલા ઉપરથીજ **પેન્ડોલ્ફો** વિચારવંત રાજા છે એવું સમજતા હતા. શકિત અને ગુણના સંબંધમાં માણસના ત્રણ તફા પાડી શકાય: એક પોતે જાતેજ બધી બાબત સમજી શકે છે, બીજો સમજાવેલી વાત સમજી શકે છે, અને ત્રીજો પોતાની મેળે કે બીજાના સમજાવવાથી પણ સમજી શકતો નથી. પહેલા પ્રકારનો માણસ સર્વોત્તમ છે, બીજો સ્તુત્ય ગણાય, પણ ત્રીજો તો તદન નિરૂપયોગી ગણાય. **પેન્ડોલ્ફો** પહેલા પ્રકારમાં ગણી શકાય નહીં, તોપણ બીજા પ્રકારમાં તો ગણી શકાય ખરો; કારણ પોતે ખોળી કાઢે તેવી ઉત્તમ શકિત પોતાનામાં નહોય તોપણ, બીજાએ

કહ્યું હોય તે ઉપરથી અથવા કરેલા કામ ઉપરથી સારૂં અને નરતું શું એ સમજવાની જે રાજામાં બુદ્ધિ હોય છે, તે સારાનરતા નોકરને પારખી શકે છે, અને તે પ્રમાણે એકને ઊંચી પદવીએ ચઢાવે છે ને બીજાને સુધારે છે; અને મંત્રી પણ તેને છેતરવાની હિમ્મત ધરી શકતો નથી ને મરજી નહોય તોપણ સિધે રસ્તે ચાલે છે. હવે ત્યારે રાજાએ પોતાનો મંત્રી કેવો છે તે શી રીતે જાણવું તે બાબતનું ધોરણ નીચે મુજબ નક્કી કરી શકાય. જે માણસ રાજ કરતાં પોતાને માટે કાળજી વધારે રાખતો હોય, અને જેનાં સઘળાં કૃત્યો અને સઘળી તજવીજો પોતાના લાભ માટેની હોય તે માણસ કદી ઘણ સારો મંત્રી નિવડશે નહીં, અને એવા માણસ ઉપર રાજાએ કદી પણ વિશ્વાસ રાખવો નહીં; કેમકે પોતાના રાજાનું કામ જે માણસ પાસે હોય તેણે, પોતાના સંબંધના સઘળા વિચાર કાઢી નાખી, પોતાના ધણીને કેવી રીતે ફાયદા કરી શકાય, તેજ બાબતના વિચાર કરવા જોઇયે; અને રાજાએ પોતે, તે વિશ્વાસુ તથા નિમકહલાલ રહે તેટલા સારૂ, તેને યોગ્ય માનઅકરામ આપી, સારી પેઠે પૈસા આપી, સારી સારી જગ્યાઓ વગેરે બક્ષી તેને જરૂર પૂરતા લાભ આપવા જોઇએજ, કે જેથી કરીને પોતાના રાજાએ આપેલા માન તથા ધનને લીધે તેને બીજી જગ્યા લેવાની આકાંક્ષા રહે નહીં, તેમ તેને બક્ષેલી જગ્યા વગેરેને લીધે ફેરફાર કરવાથી તેને લાભ થાય નહીં તેમ થવું જોઇએ. વળી આમ થવાથી તેના મનમાં આવશે કે આવા રાજાની કૃપા જાળવી રાખવી એ ખરેખર લાભકારક છે. તેટલા માટે રાજા અને મંત્રીમાં ઉપર બતાવ્યા મુજબ ગુણો હોય છે તો તેઓ અરસપરસ વિશ્વાસ રાખે છે, પણ આથી ઉલટું હોય તો પરિણામ નઠારૂંજ આવે છે, અને બેમાંથી એકનો નાશ થાય છે.



# ભાગ ૨૩ મો.

## ખુશામતિયાને શી રીતે દૂર રાખવા.

એક બીજી ઘણી અગત્યની બાબત છે તે મારે છોડી દેવી ન જોઇએ. રાજા જો ઘણા શાણા અને પુખ્ત વિચાર કરનારા હોય છે તોજ તે બાબતમાં ભુલ કરતાં અટકે છે, બાકી બીજા રાજાઓ ઘણીવાર ગોથાં ખાઇ જાય છે. આ બાબત ખુશામતિયાઓ સંબંધી છે. ઇતિહાસોમાં એવા માણસ સંબંધી ઘણી વાતો આપેલી હોય છે. સાધારણ રીતે મનુષ્ય પ્રાણી પોતાનાં કરેલાં કૃત્યો માટે એટલા બધા મગરૂર હોય છે અને તેથી એવા ભોળવાઇ જાય છે કે, આવા ખુશામતખોરોથી પોતાનું રક્ષણ મહા મહેનતે કરી શકે છે, તેમ જેઓ તેવો પ્રયાસ કરે છે તેઓ કેટલીકવાર તેમના ધિક્કારના ભોગ થઈ પડે છે. આવા ખુશામતિયા માટે ફક્ત એકજ ઉપાય છે, ને તે એકે ખરી વાત તમને કોઇ કહે તો તેથી તમે નાખુશ થતા નથી, એવું દરેક માણસના જાણવામાં આવે તેમ કરવું; તેમ છતાં પણ દરેક માણસને એ પ્રમાણે કહેવાની તમે છુટ આપશો તો તેથી તમને નુકસાન થશે, અને તમારૂં માન કમી થશે. તેટલા માટે દીર્ઘદર્શી રાજાએ ત્રીજોજ રસ્તો કાઢવો જોઇએ. પોતાના રાજ્યના અમુક ડાહ્યા માણસોને પસંદ કરી, તેમનેજ ફક્ત સત્ય વાત, અને તે પણ પોતે જણાવે તેટલીજ બાબતોના સંબંધની, કહેવાની છુટ આપવી; પરંતુ પોતે દરેક બાબતની તપાસ કરવી, તેમનો અભિપ્રાય સાંભળવો, પછી પોતાની ઇચ્છામાં આવે તેવો ઠરાવ કરવો, અને જેમ વધારે છુટથી હું બોલું છું, તેમ મારા પ્રત્યે તે વધારે મમતા રાખે છે, એવું દરેક જણના મનમાં ઠસી જાય તેવી રીતે તેમની સાથે રાજાએ પોતે વર્તવું; વળી તેમના

મનમાં એવું આવવું જોઇએ કે તેમના શિવાય બીજા કોઇની વાત રાજા સાંભળનાર નથી, તેમ કંઇ પણ ઠરાવ કર્યા પહેલા તે પૂરો વિચાર કરે છે, અને એકવાર ઠરાવ કીધા પછી તેમાં કદી ફેરફાર કરતો નથી. આમ ન ચાલતાં જે ઉલટી રીતે ચાલશે તે ખુશામતિયાઓને લીધે પોતાનો કારભાર ઊંધો મારશે, અગર જૂદા જૂદા માણસોની સલાહ લેવાથી પોતાના વિચાર હરઘડી બદલશે, અને પોતાનું માન ગુમાવશે તથા ધિક્કારને પાત્ર થશે. આના સંબંધમાં એક તાજો દાખલો આપવો બસ થશે.

**મેક્ષિમિલિઅન** શેહેનશાહના ગુણનું વર્ણન કરતાં તેના નોકર **ફાધર લ્યુકાસે** જણાવ્યું છે કે 'એ કોઇની પણ સલાહ લેતા નહોતા, અને તેમ છતાં પણ તે પોતાના વિચાર કે પોતાની મરજી મુજબ વર્તતા નહોતા.' આનું કારણ એજ કે ઉપર બતાવેલી સૂચનાથી ઉલટી રીતેજ તે વર્તે છે. આ શેહેનશાહ ઘણો મિંઢો છે, પોતાની ગુપ્ત વાતો બીજા કોઇને કહેતો નથી, અને કોઇની સલાહ પણ લેતો નથી; પરંતુ તેણે કરેલા ઠરાવનો અમલ થવાની તૈયારી થાય ને તે લોકોના જાણવામાં આવે છે, એટલે તેની આસપાસના માણસો તેને તેમ ન કરવા સમજાવે છે, તેનો ઉત્સાહ ભાગી નાખે છે, અને તેથી તે પ્રમાણે કામ કરતો તે તુરતજ અટકી જાય છે. આજ કારણથી તેના આજે કરેલા ઠરાવ કાલે ફરવાઈ જાય છે; તે શું કરવા ધારે છે તે કોઇ જાણી શકતું નથી, તેમ તેના ઠરાવ ઉપર કોઇ વિશ્વાસ રાખી શકતું નથી. રાજાએ તો તેટલા માટે હમેશાં બીજાઓની સલાહ લેવી જોઇએ, પરંતુ તે પોતાની મરજીમાં આવે ત્યારે, અને બીજાની મરજી પ્રમાણે નહીં; વગર પૂછે સલાહ આપતા લોકો અટકે એ પણ આમ કરવાનું એક કારણ છે; પરંતુ આવી રીતે સલાહ પૂછવાનો રિવાજ સેજસાજ રાખવો નહીં, અને સલાહ પૂછે તો સત્ય વાત થોડીઘણી સાંભળવી એમ ન થવું જોઇએ; પણ

પોતે નાખુશ થશે એવો વેહેમ લાવી સામો માણસ કેટલીક વાત દબાવી રાખી ખરેખરી વાત કહી દેતાં અચકાતો માલમ પડે તોજ એણે તેનાપર નાખુશી બતાવવી. વળી લોકોમાં જે રાજા ડાહ્યો ગણાય છે તે પોતાના સર્વોત્કૃષ્ટ ગુણને લીધે નહીં, પરંતુ તેની આસપાસના માણસોની સલાહ પ્રમાણે ચાલવાને લીધેજ; તે તેવો ગણાય છે, એવું સમજનારા પણ કેટલાક માણસ હોય છે. પણ તે લોકો પોતાના વિચારમાં ખરેખર ભૂલ કરે છે. આના સંબંધમાં સામાન્ય નિયમ એવો છે કે જે રાજાઓમાં જાતી ડહાપણ અને શાણપણ નથી તેને કદી પણ સારી સલાહ મળતી નથી; પણ જો તે કોઇક પ્રમાણિક અને વિચારવંત માણસને સઘળો રાજકારભાર સોંપી દે છે તો કેટલીક વાર તેને સારી સલાહ મળવાનો સંભવ રહે છે; પરંતુ આવી રીતે બીજા માણસને કારભાર સોંપવાથી કદાચ એવું બનશે કે થોડો સમય સઘળી વ્યવસ્થા સારી રહેશે, પણ લાંબી મુદત તે પ્રમાણે ચાલશે નહીં, કેમકે તેનો મંત્રી અગર પ્રતિનિધિ થોડા વખત પછી પોતાનું પદ સ્થાયી કરી રાજ્ય પોતાના હાથમાં લઇ લેશે. જે રાજામાં જાતિ ડહાપણ હશે નહીં તે જો ઘણા માણસોની સલાહ લેશે, તો તે બધાની સલાહ જૂદી જૂદી મળવાની, અને તે બધા એક મતના થાય તેમ કરવાની એના પોતાનામાં ગુંજાસ તો હોતી નથી. દરેક માણસ પોતપોતાનો લાભ જોઇને અથવા પોતાના તુરંગ પ્રમાણે સલાહ આપશે, અને તે ખરોખર શોધી કાઢવાના રાજામાં ગુણ હશે નહીં; તેમ વળી આ શિવાય બીજા સારા સલાહકાર મળવા મુશ્કેલ પડશે, કારણ ખરેખરી જરૂર પડે ત્યારે સાધારણ રીતે માણસો ભલમનસાઈ બતાવે છે; બાકી બીજે બધે સમયે પોતાનો લાભ સાચવવાની તેમની વૃત્તિ હોય છે. આ ઉપરથી સ્પષ્ટ થાય છે કે—સારી સલાહ મળી હોય છે તેથી રાજામાં ડહાપણ માલમ પડે છે એમ નથી, પરંતુ રાજાના ડહાપણને લીધે તેને સારી સલાહ મળે છે.

## ભાગ ૨૪ મો.

## ઇટાલિના ઘણાક રાજાઓએ પોતાનાં રાજ્યો શાથી ગુમાવ્યાં?

અગાડી બતાવવામાં આવ્યા છે તેવા ગુણો રાજામાં હોય છે, તો નવો રાજા જુના તરીકે ગણાય છે, અને થોડા સમયમાં વારસાના હકથી એને ગાદી મળી હોત ને જેવો નિર્ભય રહેતે તેનાં કરતાં, આવા ગુણને લીધે તે પોતાના રાજ્યમાં વધારે નિર્ભય અને સ્થાયી સ્થિતિ ભોગવે છે; કેમકે વંશપરાપરાથી જેણે ગાદી મેળવી હોય છે તેના કરતાં નવા રાજાનાં કામો ઉપર લોકો વધારે બારિક નજર રાખે છે, અને તેઓ સદ્ગુણી છે એવી ખબર પડે છે ત્યારે તેઓ જુના વંશના રાજાઓ કરતાં વધારે પ્રીતિ સંપાદન કરે છે અને તેમને આભારી કરે છે. કેમકે લોકો જુની વાતો કરતાં વર્તમાન સમયની વાતોપર વધારે લક્ષ આપે છે, અને ચાલુ કાળમાં પોતે સુખી હોય છે તો બીજી બાબતો ઉપર લક્ષ ન આપતાં પોતાની સ્થિતિથી સંતોષ માની લેછે, અને બીજી બાબતોમાં રાજાના અવગુણ નથી હોતા તો તેના બચાવ માટે પોતાનો સઘળો વખત ગાળે છે. તેટલા માટે આમ કરવાથી આવા રાજાને નવું રાજ્ય સ્થાપન કર્યાનું, તેમજ તેમાં સારા કાયદા, સારૂં લશ્કર, સારા સ્નેહીઓ અને સારા અનુકરણ કરવા યોગ્ય કૃત્યો દાખલ કરી તેને સબળ તથા શોભાયમાન કર્યાનું એવું બેવડું માન મળે છે. આથી ઉલટું જન્મથીજ રાજા હોઇ પોતાની ગેરવ્યવસ્થા તથા અવિચારી કામોને લીધે જે પોતાનું વારસાનું રાજ્ય ગુમાવે છે તેની ઘણીજ બેઆબરૂ થાય છે.

હવે હાલના સમયમાં જેમણે પોતાનાં રાજ્યો ગુમાવ્યાં છે

તેવા મોટા રાજાઓ સંબંધી વિચાર કરીશું. **નેપલ્સનો રાજા, મિલાનનો ડયુક** અને બીજાઓના સંબંધની હકીકત તપાસતાં માલમ પડે છે કે તેમના રાજ્યની શરૂઆતમાં શસ્ત્ર વાપરવાના સંબંધમાં સર્વેએ એક સરખી ભૂલ કીધી હતી; વળી તેમાંના કેટલાક લોકોમાં અળખામણા થઇ પડયા હતા, ને કેટલાકે જો કે ડહાપણથી તેમની પ્રીતિ સંપાદન કીધી હતી, તોપણ મોટા અમીર વર્ગની સામે પોતાનું રક્ષણ શી રીતે કરવું તે જાણતા નહોતા; કારણ કે આવા પ્રકારની ભૂલો ન થઇ હોય તો રણક્ષેત્રમાં લશ્કર ખડું કરી શકે એટલા પૈસા ને એટલું બળ જે રાજા પાસે હોય છે તેનો કદી નાશ થતો નથી. **મેસીડોનના ફિલીપ** (**મોટા એલેક્ઝાન્ડરનો** બાપ નહીં, પણ **ટાઇટસ કિવન્ટસે** જેને હરાવ્યો હતો તે) પાસે, **રોમન** અને **ગ્રિસ્યન** લોકો, જેમણે એનાપર હુમલો કીધો હતો, તેમની સાથે મુકાબલો કરતાં કંઇ મોટું લશ્કર નહોતું. તેમ છતાં પણ, તે લડવૈયો માણસ હતો, અને લોકોની સાથે શી રીતે મળી જવું તથા અમીર વર્ગને શી રીતે દાબી દેવો એ તે ખરેખર સમજતો હતો, તેથી તે બન્ને **રોમન** અને **ગ્રિસ્યન** લોકોની સામે ઘણાં વર્ષ સુધી યુદ્ધ ચલાવી શક્યો, અને અગરજો થોડાંક શેહેર તેણે ગુમાવ્યાં, તોપણ તેમને હંફાવીને પોતાનું રાજ્ય તેણે જાળવી રાખ્યું હતું. તેટલા માટે જે રાજાઓ પોતાના રાજ્યમાં લાંબી મુદ્દત સુધી સ્થાયીપદ પામી રહ્યા હોય છે, તેઓ જો કોઇ વખત તે રાજ્ય ગુમાવી દેછે, તો તેમાં નસીબનો વાંક કાઢવાનો નથી, પણ વિપત્તિ આવી પડે ત્યારે બધું બદલાઇ જશે એવો શાન્તિના વખતમાં વિચાર કીધો હોતો નથી (અને સઘળું શાન્ત હોય ત્યારે તોફાનો વખતનો કંઇ વિચાર ન કરવો એવી મનુષ્યની સામાન્ય પ્રકૃતિ છે), તેથી તેમની પોતાની બેદરકારીને લીધેજ એ પ્રમાણે બને છે. પોતાનું રક્ષણ કરવાને બદલે દુઃખમાંથી છટકી જવાનો તેઓ વિચાર રાખે છે, અને તેઓ

એવી આશા બાંધી બેસે છે કે નવા જીતનારની તુંડાઇ અને મિજાજથી કંટાળશે ત્યારે લોકો તેમને પાછા બોલાવશે. જ્યારે બીજા કોઇ ઉપાય રહ્યા નહીં હોય ત્યારે આવો ઠરાવ મનમાં કરવો એ ઠીક છે, પરંતુ તેના ઉપર ભરોંસો રાખી બીજા ઉપાયો માટે બેદરકાર રહેવું એવી રહેણી ખરેખર નિંદવા યોગ્ય છે; કેમકે બીજો માણસ ઉચકી લે એજ હેતુની ખાતર કોઇ જાણી જોઇને પડી જતું નથી. વળી આ પ્રમાણે આશા બાંધી હોય તે પ્રમાણે કદી ન પણ બને, અગર બને તો તેથી રાજા નિર્ભય રહી શકતો નથી; કેમકે એવી રીતનો બચાવ થાય તે ઘણો નબળો છે અને તેનો આધાર તમારા પોતાનાપર રહેતો નથી, તેમ રાજાની પોતાની હિંમત અને સદ્‌ગુણને લીધે જે બચાવ થતો નથી, તે સંપૂર્ણ, નિશ્ચિત અને લાંબી મુદ્દત ટકે એવો હોતો નથી.

## ભાગ ૨૫ મો.

## માણસનાં કામોમાં દૈવની અનુકૂળતા કેટલે અંશે મદદગાર થાય છે, અને તેની સામે અટકાવ કેવી રીતે કરી શકાય.

ઘણાક લોકોનો એવો મત છે કે દુનિયાના કારભાર દૈવની અનુકૂળતા પ્રમાણે એટલેબધે અંશે ચાલે છે કે માણસ પોતાના ડહાપણથી તેમાં સુધારો કરી શકતો નથી, કે તેને માટે કંઇ ઉપાય યોજી શકતો નથી; અને તે ઉપરથી તેઓ એવું અનુમાન કરે છે કે માણસને મહેનત કરવાની અને પરસેવો ઉતારવાની કંઈ જરૂર નથી, પરંતુ એની મેળે સમયાનુસાર દરેક કામ જે પ્રમાણે થયું જાય તેમ થવા દેવું. હાલ આપણા જોતજોતામાં જે અનેક બનાવો બન્યા

છે ને ઉથલપાથલો થઇ છે, ને જેના સંબંધમાં માણસ પોતાની બુદ્ધિથી કોઇ પ્રકારની અટકળ પણ બાંધી શકે નહીં તેમ નથી, તેને લીધે ઉપર જણાવેલો મત હમણાં ઘણા માણસોનો છે એવું ભાસે છે. હું પોતે પણ એ બાબતમાં કેટલીકવાર ઉંડો વિચાર કરૂં છું ત્યારે કેટલેક અંશે તેને મળતો મારો મત થાય છે; પરંતુ માણસની સ્વતંત્ર ઇચ્છા મુજબ કંઇ થઇ શકતું નથી એમ ગણી શકાય નહીં, અને તેથી હું ધારૂં છું કે આપણાં કૃત્યોની અર્ધો-અર્ધ સંખ્યા દૈવાનુકૂળતા મુજબ થતી હશે, પણ બાકીના અર્ધાં અગર તેથી કંઇક થોડા આપણે આપણી મરજી મુજબ કરી શકીયે ખરા. નસીબને હું જોરથી અને ઘણા વેગથી વહેતી નદી જેવું ગણું છું. નદીમાં પુષ્કળ પાણી ભરાઇ ગયું હોય ને તેનો વેગ વધ્યો હોય છે ત્યારે તે આસપાસના મેદાનપર ફરી વળે છે, ઝાડો અને ઘરોને ઉથલાવી પાડે છે, અને જમીનપરથી મટોડું એક જગ્યાએથી બીજી જગ્યાએ ઘસડી લઇ જાય છે; દરેક માણસને તેની ધાસ્તી લાગે છે, દરેક જણ ત્યાંથી દૂર ખસવાનું કરે છે, પણ તેનો અટકાવ કેમ કરવો તે કોઇ સમજી શકતું નથી; આ પ્રમાણે કેટલીકવાર તેનો જુસ્સો ઘણો હોય છે, તો પણ નદી શાન્ત હોય તે વખતે બંદ, પાળ વગેરે બાંધી તેનો વેગ ઘણો નરમ પાડી શકાય છે, અને પાણી ઘણું ભરાય તે વખતે એકાદ નેહેરમાં થઇને તે વહ્યું જાય છે, અને તેવી રીતે તેનાથી થતું નુકસાન ઘણે ભાગે ઓછું કરી શકાય છે. નસીબની બાબતમાં પણ આજ પ્રમાણે છે. અગાઉથી કંઇ ગુણ કે વૃત્તિનું જોર માણસમાં હોતું નથી અને તેથી કંઈ અટકાવ થઇ શકે તેવું હોતું નથી, ત્યારે નસીબ પોતાનું બળ બતાવે છે, અને તેને અંકુશમાં રાખવા જ્યાં કંઇ બંદ, વાડ કે પાળ હોતી નથી તે તરફ પોતાનો પૂરેપૂરો જુસ્સો વાપરે છે.

ઉપર જણાવેલી ઉથલપાથલો જ્યાં થઇ હતી એવા **ઈટાલી**

દેશની સ્થિતિ તપાસીશું અને તેવી ઉથલપાથલો થવાનું કારણ જોઈશું તો માલમ પડશે કે રક્ષણને માટે કંઈ કોટ કિલ્લા વગરનુ તે એક ખુલ્લું મેદાન હતું, અને ફ્રાન્સ, જર્મની અને સ્પેનમાં જોવામાં આવ્યું છે તેમ, ત્યાંના હાલના લોકોની હિમ્મત તેમના પૂર્વજોના જેવી હોત, તો તેમાં કંઈપણ નાશ થાત નહીં, કે દેશની ખરાબી થાત નહીં. નસીબના સંબંધમાં સામાન્ય રીતે મારૂં આટલું કહેવું બસ લાગે છે. પરંતુ વિગતવાર કંઈક તપાસ કરતાં માલમ પડે છે કે રાજાના સ્વભાવમાં અથવા રાજકારભારમાં કંઇ ખાસ ભેદ ન જણાયા છતાં, એક દિવસ સુખી અને એક દિવસ દુઃખી એવી તેની સ્થિતિ થાય છે; અને આનાં કારણ મેં પહેલાં આપ્યાં છે તેવાંજ છે. આમાંનું એક તો એ છે કે જે રાજા તદન દૈવાધિન બની જાય છે તેને તેના સંબંધના ફેરફારની અસર લાગે છે અને તેથી તેની ખચીત ખુવારી થાય છે. વળી હું એમ સમજું છું કે જે રાજા સમયને વર્તીને પોતાનું વર્તન રાખે છે, તે સુખી થાય છે, અને જે પોતાની રીતભાત તે પ્રમાણે બદલી શકતો નથી તે દુઃખી થાય છે; કારણ કે ધારેલો હેતુ (જે દરેક માણસના મનમાં હોય છે, અને જે પૈસા તથા આબરૂ મેળવવાનો છે) પાર પાડવા સારૂ જૂદા જૂદા માણસ જૂદા જૂદા રસ્તા પકડે છે; કેટલાક સાવચેતીથી કામ કરે છે અને કેટલાક ઉતાવળ કરે છે; કેટલાક જોરજુલમ વાપરે છે ને કેટલાક કળથી કામ કાઢી લેછે; કેટલાક ધીરજથી કામ કરે છે ને કેટલાક જુસ્સામાં આવી જાય છે; અને દરેકના રસ્તા જૂદા જૂદા છતાં, તે કદાચ ફતેહ પામે છે. વળી કેટલીક વાર આપણે જોઇએ છિયે કે બે માણસ સરખા સાવધ હોય છે છતાં એક ફતેહ પામે છે ને બીજો હાર ખાઇ જાય છે; તેમ વળી એથી ઉલટું એવું પણ માલમ પડે છે કે, એક પુરૂષ વિચાર કરીને અને બીજો ઉતાવળથી, એમ બે જણા જૂદી જૂદી રીતે કામ કરે છે તે છતાં બન્ને સરખી રીતે ફતેહ પામે છે. આમ થવાનું કારણ ફક્ત એજ

કે જૂદા જૂદા સમય ઉપર એનો આધાર રહે છે. અમુક રીત અમુક વખતે અનુકૂળ હોય છે, પણ બીજે વખતે પ્રતિકૂળજ થઇ પડે છે. આ ઉપરથી એવું નિકળી આવે છે કે જૂદી જૂદી રીતે કામ કરવાથી બે માણસ એક સરખો હેતુ પાર પાડી શકે છે, અને બીજા બે માણસ એકજ રસ્તે ચાલે છે છતાં એકનો હેતુ ફળીભૂત થાય છે ને બીજો હાર ખાઇ જાય છે. આવાંજ કારણોને લીધે સારાં કૃત્યોનું ફળ જૂદું જૂદું મળે છે; કેમકે જે માણસ પુખ્ત વિચાર કરી અને ધીરજથી પોતાનું કામ કરે છે તેને વખત એવો અનુકૂળ આવી જાય ને તક એવી સારી મળી જાય કે તેની રહેણી તે વખતને મળતી હોય છે તો તે ખરેખર સુખી થાય છે; પરંતુ વખત બદલાય અને કામ કરવાના પ્રસંગો બદલાય છતાં તે પોતાની રહેણી બદલે નહીં, તો બેશક તેની ખરાબી થાય છે. બેશક જેવા જેવા પ્રસંગ આવે તે બધાને અનુકૂળ પડે તેવી રીતે ચાલવાનું જાણતો હોય તેવો ડાહ્યો ને વિચારવન્ત માણસ મળવો તો દુર્લભ છે; કેમકે માણસ પોતાની પ્રકૃતિ એકદમ બદલી શકતો નથી, તેમજ અમુક રીતે કામ કરવાથી જે માણસને ઘણી-વાર લાભ થયો હોય તેને પોતાની રીત બદલી બીજી વાપરવાને સમજાવવું એ કામ કંઇ જેવું તેવું નથી. પોતાના મનમાં જેને માટે ખાતરી હોય તેવો રસ્તો વખત બદલાય તોપણ છોડે નહીં, તો જરૂર તે ખતા ખાય છે; અને વખતની સાથે પોતાની રહેણી પણ જે બદલે છે તેને દૈવ કદી પ્રતિકૂળ થતું નથી.

**પોપ જુલિયસ અગિયારમા** દરેક કામ જુસ્સાથી કરતો હતો, અને તે વખત એની કામ કરવાની રીતને એવો અનુકૂળ હતો કે જે કામ તે માથે લેતો તે દરેકમાં ફતેહ પામતો હતો. દાખલા તરીકે **મોન્સિયર ગિયાવેની બેન્ટિવોગ્લિ**ના સમયમાં **બોલાનીયા**પર કરેલી તેની ચઢાઇનો વિચાર કરો. **વેનિશિયન** લોકો તેની સામે પડેલા હતા, અને **ફ્રાન્સ** તથા

**સ્પેનના રાજા**ઓ પોતે તે લેવાને તલપી રહ્યા હતા તેથી તેમની સાથે તેઓ સામેલ થઈ ગયા હતા; તેમ છતાં પણ પોતાની ચાલાકી, ઉત્સાહ અને જુસ્સાથી તે કામ કરવામાં જાતે ભાગ લીધો, અને તેની ચપળતા જોઇ **સ્પેનિયર્ડ** લોકો અને **વેનિશિયનો** વિચારમાંજ પડી ગયા (**વેનિશિયનો** બ્હીકના માર્યા અને **સ્પેનિયર્ડો**ને **નેપલ્સનું** આખું રાજ્ય પાછું મેળવવાની આશા હતી તેથી), અને **ફ્રાન્સ**નો રાજા તેના પક્ષમાં આવ્યો, કેમકે તે **પોપ** જાતે ચઢાઈ કરવા નિકળ્યો હતો તે જોયું તેથી, અને **વેનિશિયન** લોકોની ઉદ્ધતાઇ નરમ પાડવાની ખાતર તેની સાથે મિત્રાચારી કરવાની તેની ઇચ્છા હતી તેથી ખુલ્લી રીતે તેને મદદ આપ્યા વગર એનો છુટકો ન હોતો. આ ઉપરથી જણાય છે કે પોતાની બુદ્ધિથી અને બીજાને સમજુત આપવાથી પણ બીજો કોઇ પણ **પોપ** જે કામ કરી શકત નહીં તેવું કામ આ **પોપે** પોતાના જુસ્સાથી તથા ઉતાવળાપણાથી કીધું હતું, કારણ કે બીજા કોઇ **પોપે** કીધું હોત તેમ સઘળા કામની બરોબર વ્યવસ્થા કીધા પછીજ **રોમ**માંથી બહાર નિકળવાનો એણે વિચાર કીધો હોત, તો તે કદી ફતેહ પામત નહીં. તેમ કરવા જતાં **ફ્રાન્સ**નો રાજા હજારો બ્હાનાં કાઢત, અને બીજાઓએ અનેક ધાસ્તીનાં કારણ બતાવ્યાં હોત. તેનાં બીજાં સાહસ કામો આના જેવાંજ હતાં અને તેમાં તે આવીજ રીતે ફતેહ પામ્યો હતો, એટલે તે અહીં બતાવવાની જરૂર નથી; વળી તે લાંબી મુદત જીવ્યો નહોતો એટલે વખત બદલાવાથી એને પોતાની રહેણી બદલવાનો સમય આવ્યો નહોતો, નહીંતર વધારે સાવચેતીથી અને વિચાર કરીને કામ આરંભવાનો સમય આવે બેશક એનો નાશજ થાત, કારણ જે તરફ એનું સ્વાભાવિક વલણ થઇ ગયું હતું તે એનાથી છોડાતેજ નહીં. આ ઉપરથી હું એવું અનુમાન કરૂં છું કે રાજાઓની હઠ વખત બદલાય છે તેને અનુકૂળ હોય છે તો તેઓ સુખી રહે એવો સંભવ છે, પણ એક

વખત તેઓ પ્રતિકૂળ થયા કે તેઓની ખરાબી થાય છે. મારો વળી એવો પણ મત છે કે બ્હીકણ અને ચોકસ રહેવાના કરતાં જુસ્સાવાળા અને ઉતાવળિયા થવું વધારે સારૂં છે; કેમકે નસીબ એ એક સ્ત્રીના જેવું છે, અને કબજામાં રાખવા તેને દબડાવતા રહેવું જોઇએ; વળી આપણે હમેશાં જોઇએ છિયે કે જેઓ ઠંડા અને જડ હોય છે તેઓના કરતાં જેઓ ચપળ, હિંમતવાળા તથા છાતીના આઘા હોય છે તેમની મરજી મુજબ તે કામ કરે છે, અને તેટલા માટે સ્ત્રીઓની માફક તે જેઓ જુવાનીયા હોય છે તેમને હમેશાં અનુકૂળ થાય છે, કારણ તેઓ સાવધ ઓછા રહે છે તેથી વધારે નિર્ભયતા અને હિંમતથી તેઓ તેનાપર અમલ બજાવવાના પ્રયત્ન કરે છે.

## ભાગ ૨૬ મો.

## પરદેશીઓના ત્રાસમાંથી ઇટાલીને મુક્ત કરવાનો બોધ.

ઉપર જે હકીકત આપી છે તેની મનમાં તુલના કરી, તેમજ **ઇટાલી**ના હાલના કારભારના પ્રસંગમાં નવા રાજાને પોતાની ખ્યાતિ વધારવાને વખત અનુકૂળ છે કે કેમ, તેમજ જેથી પોતાની ખ્યાતિ વધે અને પોતાની પ્રજાને લાભ થાય એવી નવી રીત દાખલ કરવાની સદ્ગુણી અને ડાહ્યા માણસને તક મળે એવું જોઇએ તેવું કામ છે કે નહીં, તેનો પુખ્તપણે વિચાર કરતાં મને એમ જણાય છે કે નવા રાજાને ઊંચુ પદ મેળવવા હાલને સમયે એટલી બધી તો બાબતો એકઠી મળી ગઇ છે કે આના કરતાં બીજો કોઇ પ્રસંગ વધારે અનુકૂળ આવ્યો હોય એવું મારા જાણવામાં નથી. વળી

મેં પહેલાં કહ્યું છે તે પ્રમાણે, **મોઝઝની** હિંમત જાણવામાં આવે તેટલા સારૂ **ઇઝ્રાએલીટ** લોકો **ઇજિપ્ત**માં કેદી બને એવી જો જરૂર હતી; **સિઝરની** ઉદારવૃત્તિ જાણવાને **મિડિસ** લોકો **ઇરાનીઓ** ઉપર જુલમ ગુજારે એવી જો જરૂર હતી; અને **થિસ્યુસના** ઉત્તમ ગુણ જાહેર લાવવાને **એથિનિયન** લોકો દેશપાર થાય અને વિખેરાઇ જાય એવી જો જરૂર હતી; તો **ઇટાલીના** લોકનો જુસ્સો તથા હિંમત બતાવી આપવા સારૂ એટલું જરૂરનું હતું ખરૂં કે તે દેશ હાલના જેવી અધમ સ્થિતિએ પહોંચે, અને **યાહુદી** લોકોના કરતાં તેના લોકો વધારે કેદખાનું ભોગવે, **ઇરાનીઓ** કરતાં વધારે ગુલામગીરી વેઠે, અને **ઓથનિયન** લોકો કરતાં વધારે દરજ્જે વિખેરાઇ જાય. વળી તેમાં કોઇ ઉપરી નહીં, કંઇ વ્યવસ્થા નહીં, દરેક પ્રકારની વિપત્તિથી તેઓ હેરાન હેરાન થયેલા, બધી રીતનો ત્રાસ, લુટફાટ તથા જ્યાં ત્યાં હાર એવું જોવામાં આવતું હતું. વળી પહેલા કેટલાક માણસમાં એવા સદ્ગુણના અંશ માલમ પડયા હતા ખરા કે જેથી તેમને હાથે પરમેશ્વર તેનો છુટકો કરવા માંગે છે એવી આશા ઉત્પન્ન થઇ હતી, પરંતુ પછવાડેથી પોતાની કારકીર્દિના પૂર જોસના વખતમાં દૈવ પ્રતિકૂળ થવાથી તેઓ ધારેલાં કામ પાર પાડી શકયા નહીં, ને **ઇટાલી** દેશ અધમુવા જેવો થઇ ગયો. આવી સ્થિતિમાં તેના ઘા રૂઝવે એવો કયો **સેમેરિટન** નિકળી આવશે, તેમજ **લોમ્બાર્ડિમાં** ચાલતી ખુવારી તથા ધડપકડ બંધ કરે, **નેપલ્સ** અને **ટસ્કનીના** રાજ્યોમાં મૂકાયલા કરો ઓછા કરે, દેશનિકાલ કીધેલા માણસોને પાછા બોલાવે, અને લાંબી મુદતથી લાગેલા ધોક્કાની અસર દૂર કરે એવો માણસ કોણ બહાર પડશે એવો વિચાર હરઘડી ત્યાંની પ્રજા કર્યા કરે છે. પરદેશી લોકોની ક્રૂરતા તથા જુલમથી તેને છોડવે એવો માણસ મોકલવાની તેઓ પરમેશ્વરની દરરોજ પ્રાર્થના કરે છે એવું સ્પષ્ટ જણાય છે. વળી ધ્વજા લઇને જે માણસ એમને દોરવા તૈયાર થાય તેમની પાછળ

જવાને તેઓ કેટલા આતુર અને તત્પર છે એ પણ સ્પષ્ટ માલમ પડે છે. વળી પોતાની આશા ફળીભૂત કરવા સારૂ હાલમાં તેમને બીજો કોઇ માણસ જણાતો નથી, પણ ફક્ત આપના નામાંકિત કુટુંબ ઉપર તેઓ આશા બાંધી બેઠા છે. આપનું કુટુંબ પોતાની હિમ્મત, લાભ, ઇશ્વરની ને ધર્મસભા (કે જેનું ઉપરીપણું તેની પાસે છે)ની કૃપાવડે તેમનો છુટકારો કરવામાં તેમના અગ્રેસર થવાને લલચાય તેમ છે. આમ કરવાને માટે ઉપર જણાવેલા મહાપુરૂષોનાં ચરિત્રો ને કૃત્યો આપની આગળ દાખલા રૂપે રાખશો તો આપને કંઇ ભારે મેહનત પડે તેમ નથી. આવા મહાપુરૂષોની શક્તિ દુર્લભ અને અદ્ભુત હતી તોપણ આખરે તેઓ માણસજ હતા, અને હાલ આપને અનુકૂળ પ્રસંગો મળેલા છે તેવા તેમને મળેલા નહોતા. તેમના સાહસ કામ કંઇ વધારે સહેલા કે પ્રમાણિક નહોતા, તેમ સર્વ શક્તિમાન પરમેશ્વર તમારાપર ચાહના રાખે છે તેના કરતાં તેમનાપર વધારે રાખતા હતા તેમ નથી. તમારી તરફેણમાં ન્યાય અને સત્ય છે, કારણકે જરૂરિયાતને લીધે જે લડાઇ લડવી પડે તે ન્યાય કહી શકાય, અને જ્યારે બીજો કોઇ ઉપાય રહ્યો હોતો નથી ત્યારે લડવું એ ધર્મજ છે. લોકો બધા એકમતે આપની તરફેણમાં છે, અને જ્યારે ઘણાઓનો મત એક તરફ હોય, તેમ જ્યારે ઉપર બતાવેલા મહાપુરૂષોનો દાખલો લઇ તેમનાં આચરણ મુજબ તમે ચાલો ત્યારે તો ખાસ કરીને, સામો પક્ષ નબળોજ હોય છે. આ ઉપરાંત તેઓએ ઘણાંક અસાધારણ કામ કીધાં હતાં, અને પરમેશ્વરની ખાસ ઇચ્છાથી દરિયાએ માર્ગ આપ્યો, એક વાદળું અમુક દિશા તરફ ગયું, એક ખડકમાંથી પાણી મળ્યું, ઇત્યાદિ; આવા આવા બનાવોનો બદલો તો આપના મહાન પદથી મળી જાય તેમ છે, અને બાકીના માટે આપે કામ કરવાનું છે. પરમેશ્વર સઘળું કામ એકદમ તો કરશે નહીંજ, કેમકે અમારી સ્વતંત્ર ઇચ્છા તથા અમારી આબરૂ તે એકદમ અમારી પાસેથી ખુંચવી લેશે નહીં.

વળી જે જે બાબતોની આપના નામાંકિત કુટુંબ તરફથી આશા રખાય છે તેવાં કામો ઉપર જણાવેલા **ઇટાલીના** માણસો પૈકી એક પણ કરી શકયો નહોતો, તેમાં અજાયબ થવા જેવું કંઇ નથી; અને **ઇટાલીમાં** આટલી બધી ઉથલપાથલો થઇ ગઇ, અને લડાઇ આટલી લાંબી મુદત ચાલી, તેમાં તેમનું લશ્કરી શૌર્ય ને ગુણ નાશ પામેલા માલમ પડયા તેનું કારણ એ છે કે તેમની અસલની લશ્કરી વ્યવસ્થા સારી નહોતી, અને તેમાં સુધારો કરી શકે તેવો કોઇ નિકળી આવ્યો નહોતો. પોતે કાઢેલા નવા કાયદા અને નવા હુકમોથી રાજા જેટલું માન પામે છે તેટલું તે બીજાં કૃત્યોથી પામતો નથી; આવા કાયદા અને હુકમો મુદ્દાસર કાઢયા હોય અને તેપરથી રાજાની પ્રૌઢતા જણાઇ આવતી હોય તો તેની શક્તિનાં ઘણાં વખાણ થાય છે ને તેના પ્રત્યે સૈનો પૂજ્યબુદ્ધિ થાય છે. આવું નવું રૂપ **ઇટાલી** તો સહુજમાં ધારણ કરી દેછે. જો લશ્કરી અમલદારમાં હિંમત કમી ન હોય તો લશ્કરી શિપાઇઓ તરીકે તેઓમાં હિંમત જોઇએ તેટલી છે. દાખલા તરીકે નાની લડાઇઓ તથા દ્વન્દ્વ યુધ્ધોની હકીકત જોશો તો માલમ પડશે કે **ઇટાલિયન** લોકો પોતાનાં બળ, યુક્તિ અને ચપળતાને લીધે જીત મેળવતા હતા. પરંતુ મોટી લડાઇના સંબંધમાં ઘણે ભાગે જોશો તો જણાશે કે તેઓ ઘણીવાર હાથ ખાઇ ગયા છે, અને તેમના ઉપરી અમલદારો અનુભવ વગરના હોવાને લીધેજ આ પ્રમાણે બનેલું છે; કેમકે જેઓ એમ ગુમાન રાખતા કે અમે હોંશિયાર છિયે તેઓ કદી બીજાને તાબે રહેતા નહીં, અને દરેકના મનમાં એવું ગુમાન તો ખરૂંજ. વળી આજ દિન સુધી પોતાના ગુણ તથા નસીબના બળથી એટલી પ્રતિષ્ઠા કોઇ મેળવી શકયું નથી કે જેથી સઘળાઓ તેના કહ્યામાં રહે. આવાંજ કારણોને લીધે આટલી લાંબી મુદત સુધી છેલ્લા વીસ વર્ષમાં જે મોટાં મોટાં યુધ્ધો થયાં તેમાં જ્યારે જ્યારે આખા લશ્કરમાં **ઇટાલિયન** લોકો દાખલ

થયલા હતા, ત્યારે ત્યારે તેઓ અચુક હાર પામેલા છે; દાખલા તરીકે **ટેકસ, એલેક્ઝાન્ડ્રીયા, કેપ્યુઆ, જીનોવા, વેઈલા, બોલોના,** અને **મેસ્ત્રીની** લડાઈઓમાં આ પ્રમાણે બન્યું હતું. આટલા માટે જે મહાન પુરૂષોએ પોતાના દેશનું રક્ષણ કરી તેને દુઃખમાંથી છોડવ્યા છે તેમનો ઉત્તમ દાખલો લઇ આપનું નામાંકિત કુટુંબ તે પ્રમાણે કરવાની ઇચ્છા રાખતું હોય તો, સઘળા મોટા કામના મુખ્ય આધાર તરીકે આપની પોતાની પ્રજા પૈકીના માણસો દાખલ કરી ઉભું કરેલું સૈન્ય આપે રાખવું એ ઘણું જરૂરનું છે, કારણકે તેમના કરતાં વધારે વિશ્વાસુ અને સારા સિપાઇ તમને મળી શકવાના નથી. વળી અગરજો તેઓ સઘળા સારા નિવડશે, તોપણ તેમના ઉપરી તરીકે તેમનો પોતાનો રાજા છે અને તે તેમનું માન જાળવી સઘળી સઘવડ કરી આપવા તત્પર રહે છે, એવું તેમના જાણવામાં આવશે ત્યારે તેઓ બહારના લશ્કર કરતાં વધારે સારી રીતે કામ કરનારા માલમ પડશે. તેટલા માટે પરદેશીઓના ત્રાસથી તમારા દેશનું રક્ષણ કરવાને તમે તમારા **ઈટાલીના** લોકના ખાસ સદ્‌ગુણવડે શક્તિવાન થાઓ, ત્યાર પહેલાં આવું લશ્કર તમારી પાસે તૈયાર રાખવું જોઇએ. **સ્વિસ** અને **સ્પેનિશ** પાયદલ ઘણું ભયંકર અને ત્રાસદાયક ગણાય છે તોપણ તે બન્નેમાં કેટલીક ખામીઓ છે. તેથી એક ત્રીજાજ પ્રકારનું સૈન્ય ઉભું કરવું જોઇએ કે જે તેમની સામે થઇ શકે એટલુંજ નહીં, પણ તેમને હરાવવાને પણ સમર્થ હોય; કેમકે **સ્પેનિશ** પાયદલ ઘોડેસ્વાર સામે લડી શકતું નથી, અને પોતાના જેવુંજ હઠું પાયદલ સામું મળે ત્યારે **સ્વિસ** પાયદળ નજ જીતાય એમ સંભવતું નથી. અનુભવ ઉપરથી માલમ પડ્યું છે અને હવે પછી પણ માલમ પડશે કે **સ્પેનિયર્ડ** લોકો **ફ્રેન્ચ** ઘોડેસ્વારનો જુસ્સો સહન કરી શકતા નથી, અને **સ્વિસ** લોકો **સ્પેનના** પાયદળથી હાર પામેલા છે. આ છેલ્લી બાબતનો પાકો અનુભવ થયેલો નથી તોપણ

**રેવેના**ની લડાઇમાં બરોબર અજમાયશ થઇ હતી ખરી. આ લડાઇમાં **સ્પેનિશ** પાયદળ **જર્મન** પલટણ (જે **સ્વિસ** લોકોના જેવીજ લશ્કરી વ્યવસ્થા અને નિયમ જાળવે છે) સાથે લડ્યું હતું, અને **સ્પેનિયર્ડ** લોકો પોતાની ચપળતાથી તથા ઢાળને લીધે પોતે રક્ષણ કરી શકતા હતા, તેથી **જર્મનો**ના ભાલાની દરકાર ન રાખતા છેક તેમની નજદીક જઇ ઘણાઓને તેઓએ નિર્ભયતાથી કતલ કરી નાખ્યા હતા, અને **જર્મનો** પોતાનું રક્ષણ કરી શકયા નહોતા; વળી **સ્પેનિયર્ડ** લોકોપર ઘોડેસ્વાર તુટી પડયું નહોત, તો આખું **જર્મન** પાયદળ બેશક કતલ થઇ જાત. તેટલા માટે આ બન્ને જાતના પાયદળની ખામીઓ જાણ્યા પછી ત્રીજા પ્રકારનું એવું સૈન્ય ઉભું કરી શકાય કે જે ઘોડેસ્વારથી પોતાનું રક્ષણ કરી શકે તેમ સામા પાયદળથી હઠે નહીં. તેમનાં શસ્ત્ર બદલવાથી આ પ્રમાણે થઇ શકવાનું નથી, પરંતુ તેમની કવાયત અને વ્યવસ્થા રાખવાની રીત બદલવાથી થઇ શકશે. બીજી બાબતોની માફક આ બાબતમાં નવો સુધારો કરવાથી ગમે તે નવા રાજાને ઘણું માન મળે છે, અને તેથી તેનું મહત્વ ઘણું વધે છે. આવાં અનેક કારણોને લીધે હમણાં જે તક મળી છે તે આપે ગુમાવવી જોઇએ નહીં. આથી આટલી બધી લાંબી મુદત રાહ જોયા પછી પણ **ઇટાલી**ને છુટકારાની કંઇક આશા આવશે. વળી પરદેશીઓના જુલમી હુમલા અને ચઢાઇઓથી જે જે પ્રાંતોને દુઃખ સહન કરવું પડયું છે તે સઘળા આવા અગ્રેસરને કેટલા આનંદથી, વેર વાળવાની કેટલી આતુરાઇથી, કેટલા વિશ્વાસથી, કેવી દયા ઉત્પન્ન કરે તેવી લાગણીથી, અને કેવાં હર્ષનાં આંસુથી વધાવી લેશે એનું વર્ણન કરી શકાતું નથી. કયા શેહેરના દરવાજા તેને આવતો અટકાવવાને બંધ થશે? કયા લોક એને તાબે થવાની ના પાડશે? કોણ દ્વેષ રાખીને એની સામા થશે? કયો ખરો **ઇટાલા**નો પુત્ર તેની પાછળ જવાની ના પાડશે? પરદેશી જુલમી પ્રજાઓનો રાજકારભાર વખોડતો નહોય અને તેથી કંટાળેલો નહોય

એવો એક પણ માણસ આખા **ઇટાલી**માંથી નિકળવાનો નથી. સારાં કામો ઉત્સાહભેર, નિડરતાથી અને હિમ્મતથી શરૂ કરવામાં આવે છે તેમ આપ નામદારે આ કામ માથે લઇ, ખરા મનથી તેની શરૂઆત કરવી એવી મારી વિનંતી છે, કે જેથી તમારા વાવટા નીચે **ઇટાલી** દેશ લડાઇમાં શૌર્ય બતાવી અસલ સ્થિતિએ પહોંચો, અને 'જુસ્સો અને જુલમ એની સામે સદ્ગુણ સજ્જ થશે, અને સંગ્રામ કરી સેહેજવારમાં ખાતરી કરી આપશે કે **રોમ**નું પરાક્રમ કંઇ હજી તદન નાશ પામી ગયું નથી' એવી **પેટ્રાર્ક**ની ભવિષ્યવાણી આપ નામદારના ઉપરીપણાથી ફળીભૂત થાઓ.

